# आठ दृष्टिनी सज्झाय विगेरे संग्रह.

(ઉપયોગી પદો તથા ગદ્યોનો સમૂહ)



છપાયેલાં તેમજ નહીં છપાયેલાં પરંતુ બહુજ ઉપયોગી
નિરંતર પઠન પાઠન કરવા લાયક પદો
તેમજ ગદ્ય વચનામૃતો.



જૈન વર્ગને ખાસ લાભકારક જાણી
છપાવી પ્રસિદ્ધ કરનાર,

## શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.

## ભાવનગર

વિક્રમ સંવત ૧૯૭૯. વીર સંવત ૨૪૪૯

આ પુસ્તક રાણપુર-'સૌરાષ્ટ્ર' મુદ્રણાલયમાં
અમૃતલાલ દલપતભાઈ શેઠે છાપ્યું.

કિંમત રૂ. ૦-૬-૦.

# પ્રસ્તાવના

આ નાની સરણી પણ ઘણીજ ઉપયોગી [illegible] પદ્ય અને એક ગદ્ય કુલ ૭ વસ્તુઓ સમાવી છે. તેની [illegible] માટે જ ખાસ અત્ર કહેવાની આવશ્યકતા છે.

પ્રારંભમાં આપેલ આઠદૃષ્ટિની સઝાય કે જેના [illegible] વિજયજી મહારાજ છે. તેમણે એક ગ્રંથ રચ્યા [illegible] છે. તેનો અર્થ પૂર્ણ વિસ્તાર સાથે શ્રી [illegible] છે. આ આઠદૃષ્ટિ યોગની જ હોવાથી પ્રારંભના [illegible] સંબંધી સારી સમજણ આપી છે. તે સમકિતીપણું કે [illegible] પોતાનામાં માની બેસનારે લક્ષપૂર્વક વાચવા [illegible] છે. પ્રથમની ચાર દૃષ્ટિ સુધી સમકિત નથી; છતાં તેનો [illegible] અને તે [illegible] પ્રવર્ત્ત કેવી હોય તે ખાસ ધ્યાનમાં લેવા જેવું છે અને તે કસોટીએ પોતાને ચડાવીને પછી પોતામાં જે ગુણ [illegible] તેની પુષ્ટિ કરવા યોગ્ય છે. આ આઠ સઝાયો [illegible] કરવા લાયક છે. જ્યાં સુધી તેમાંની પ્રથમની ચાર દૃષ્ટિમાં બતાવેલા ગુણો આપણામાં ન આવે ત્યાં સુધી આપણે આપણામાં સમકિતીપણાની, શ્રાવકપણાની કે સાધુપણાની માન્યતા કરી બેસીએ તે સત્ય છે કે કેમ ? તે સુજ્ઞોએ વિચારવા યોગ્ય છે.

છપાયેલ ઉપરથી છાપેલ છે પણ તેમાં બનતો સુધારો કર્યો છે. એ સંવત ૧૯૬૨માં મુનિ પ્રેમવિજયજીએ બનાવેલ છે. ખાસ વાંચવા લાયક છે. કર્તાને જૈન શાસ્ત્રમાંના ચરિતાનુયોગનો કેટલો બોધ હશે તે તેની અંદર ૮૮મા દુહાથી ૧૫૬મા દુહા સુધીમાં આપેલા મહાપુરૂષોનાં નામોની શ્રેણીથી જાણી શકાય તેમ છે. આ ભાવના વાંચતાં સુજ્ઞજન પાસેથી તે તે દ્રષ્ટાંતો સાંભળવા લાયક છે. કૃતિ બહુજ અસરકારક છે. કર્મના બળવંતપણા માટે દ્રષ્ટાંતપૂર્વક કહેવામાં બાકી રાખેલ નથી. જીજ્ઞાસુઓએ વારંવાર વાંચવા વિચારવા યોગ્ય છે.

પાંચમી વસ્તુ અધ્યાત્મ બાવની છે. તેની અંદર ૫૨ દુહામાં બહિરાત્મા, અંતરાત્મા ને પરમાત્માનું સ્વરૂપ બહુ સારી રીતે સ્ફુટ કરેલું છે. કર્તાએ તેમાં નામ આપેલું નથી. આવા નિરભિમાની કર્તાની રચના ખાસ કંઠે કરવા લાયક છે અને વારંવાર સ્મરણ મનન કરવા યોગ્ય છે.

છઠ્ઠી વસ્તુ દયા છત્રીશી છે. એની અંદર દુહા સોરઠા ઉપરાંત સવૈયા, એકતીસા ને સવૈયા તેઇસા છે. ખાસ વાંચવા લાયક છે. એની અંદર જિનપૂજામાં હિંસા કહેનારનાં મુખ મૂળસૂત્રના આધારો બતાવીને બંધ કર્યાં છે. પૂજામાં સ્વરૂપહિંસા છે, પણ અનુબંધહિંસા નથી; માટે તે કરવા યોગ્યજ છે એમ સિદ્ધ કર્યું છે. સ્વરૂપહિંસા તો હિંસાના સર્વથા ત્યાગી મુનિરાજને પણ વિહારાદિમાં તેમજ બીજી અનેક બાબતમાં કરવી પડે છે. આ છત્રીશી અધ્યાત્મમાં પ્રવીણ શ્રીમાન્ ચિદાનંદજી ઉર્ફે કપૂરચંદજી

ચોથી દૃષ્ટિની સઝાયની પાંચમી ગાથામાં કહે છે કે—

**સુક્ષ્મબોધ તો પણ ઈહાંજી સમકિતવિણ નવિ હોય;**
**વેદ્ય સંવેદ્યપદે કહ્યોજી, તે ન અવેદ્યે હોય મનમોહન.**

અમને આ સઝાય કરી કે ગ્રંથ કહો તે બહુ પ્રિય હોવાથી બીજી બુકમાં એ છપાયેલ છે, પણ તે બુક મળતી ન હોવાથી તેમાંથી ઉદ્ધરીને આ બુકમાં કાંઈક સુધારીને દાખલ કરેલ છે.

ત્યારપછી છુટક મહાવાક્યો ૧૮૫ આપેલાં છે. લેખકનું નામ નથી. તે પણ ૨૫૨ લખેલી છપાયેલ બુકમાંથી જ લીધેલા છે. આ વાક્યો બધાં વીણી કાઢેલા મૌક્તિકો અથવા રત્નો જેવાં છે. જેટલા વાક્યો વાંચશો, વંચાવશો, બીજાને સંભળાવશો તેટલો લાભ થાય તેમ છે.

ત્રીજી વસ્તુ નહીં છપાયેલ શ્રી ગિરનારજીની તીર્થમાળ છે. તે શ્રી મયાસાગરજીની સંવત ૧૭૭૩ માં રચેલી છે. સંવત ૧૮૮૨ માં લખાયેલી પ્રત ઉપરથી અમે પ્રેસકોપી કરીને છપાવેલ છે. તેની અંદર ગિરનારજી ઉપરનાં મંદિરાદિકનું વર્ણન શ્રી ગૌતમસ્વામીના રાસ જેવા રાગમાં બોલાવાના ૧૦૨ દુહામાં આપેલું છે. શત્રુંજયની તીર્થમાળ તો બહુ વખતથી છપાયેલ છે, આ તીર્થમાળ અમારા ધારવા પ્રમાણે પ્રથમ જ છપાય છે. કંઠે કરવા લાયક છે. સહેલાઈથી કંઠે થઈ શકે તેવી છે.

ચોથી વસ્તુ આત્મશિક્ષા ભાવના છે. તેની અંદર ૧૮૫ દુહા છે. તેના સંબંધમાં તેના પ્રારંભમાં જ નોટ આપેલી છે. આ જોકે

છપાયેલ ઉપરથી છાપેલ છે પણ તેમાં ખનતો સુધારો કર્યો છે. એ સંવત ૧૬૬૨માં મુનિ પ્રેમવિજયજીએ બનાવેલ છે. ખાસ વાંચવા લાયક છે. કર્તાને જૈન શાસ્ત્રમાંના ચરિતાનુયોગનો કેટલો બોધ હશે તે તેની અંદર ૮૮મા દુહાથી ૧૫૬મા દુહા સુધીમાં આપેલા મહાપુરૂષોનાં નામોની શ્રેણીથી જાણી શકાય તેમ છે. આ ભાવના વાંચતાં સુજ્ઞજન પામેથી તે તે દષ્ટાંતો સાંભળવા લાયક છે. કૃતિ બહુજ અસરકારક છે. કર્મના બળવંતપણા માટે દષ્ટાંતપૂર્વક કહેવામાં બાકી રાખેલ નથી. જીજ્ઞાસુઓએ વારંવાર વાંચવા વિચારવા યોગ્ય છે.

પાંચમી વસ્તુ અધ્યાત્મ બાવની છે. તેની અંદર ૫૨ દુહામાં બહિરાત્મા, અંતરાત્મા ને પરમાત્માનું સ્વરૂપ બહુ સારી રીતે સ્ફુટ કરેલું છે. કર્તાએ તેમાં નામ આપેલું નથી. આવા નિરભિમાની કર્તાની રચના ખાસ કંઠે કરવા લાયક છે અને વારંવાર સ્મરણ મનન કરવા યોગ્ય છે.

છઠ્ઠી વસ્તુ દયા છત્રીશી છે. એની અંદર દુહા સોરઠા ૯૫ શાંત સવૈયા, એકતીસા ને સવૈયા તેઇસા છે. ખાસ વાંચવા લાયક છે. એની અંદર જિનપૂજામાં હિંસા કહેનારનાં મુખ મૂળસૂત્રના આધારો બતાવીને બંધ કર્યાં છે. પૂજામાં સ્વરૂપહિંસા છે, પણ અનુબંધહિંસા નથી; માટે તે કરવા યોગ્યજ છે એમ સિદ્ધ કર્યું છે. સ્વરૂપહિંસા તો હિંસાના સર્વથા ત્યાગી મુનિરાજને પણ વિહારાદિમાં તેમજ બીજી અનેક બાબતમાં કરવી પડે છે. આ છત્રીશી અધ્યાત્મમાં પ્રવીણ શ્રીમાન્ ચિદાનંદજી ઉર્ફે કપૂરચંદજી

મહારાજે સંવત ૧૯૬૬મા ભાવનગર શહેરમાં રહીનેજ બનાવેલી છે. કંઠે કરવા યોગ્ય છે.

આ પ્રમાણે સઘ ૧ ને પદ્ય ૫ વસ્તુથી આ બુક અલંકૃત કરવામાં આવી છે. પદ્યપૈકી એક તીર્થમાળ શિવાય બાકીની ચારે વસ્તુ આત્મસ્વરૂપના વિચારણામા પૂર્ણ રીતે સહાય કરે તેવી છે. તેના પ્રારંભમાં વધારે વખાણ કરવા કરતા વાંચનાર બંધુઓ વાંચીનેજ તેનું ઉપયોગીપણુ સમજે તે વધારે શ્રેષ્ઠ છે, એમ માની આ લઘુ પ્રસ્તાવના સમાપ્ત કરવામાં આવે છે.

જૈન બંધુઓ આ આખી બુક વાંચી અથવા તેનો ગમે તે ભાગ વાંચી આત્મશ્રેય મેળવે એજ પ્રસિદ્ધ કરનાર સંસ્થાનો ખાસ હેતુ છે.

આ બુક પ્રસિદ્ધ કરવામાં અર્ધ સહાય અમારી સભાના પ્રમુખ અને જૈનધર્મ પ્રકાશ માસિકના તંત્રી કુંવરજી આણંદજી તરફથી તેમના સદ્ગત પત્ની બાઈ રૂપાળીના શ્રેયાર્થે કાઢેલા દ્રવ્યમાંથી આપવામાં આવી છે. તથી આ બુકની ૫૦૦ નકલો તેમના તરફથી સાધુ સાધ્વીને, ઉત્તમ શ્રાવકોને જૈન સંસ્થાઓને તેમજ અન્ય યોગ્ય સ્થળે ભેટ આપવામાં આવનાર છે. આ બુકના ખપીએ તેમના પર પત્ર લખીને મંગાવવી.

| | |
|---|---|
| માર્ગશિર્ષ શુદિ ૨<br>સંવત-૧૯૭૪ | શ્રી જૈન ધર્મ પ્રસારક સભા,<br>ભાવનગર. |

# અનુક્રમણિકા.

| વિષય. | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ આઠ દૃષ્ટિની સઝાય. | (બાળાવબોધ સહિત) | ૧ |
| ૨ છુટક મહાવાક્યો. | (વચનામૃત. ૧૪૫) | ૫૯ |
| ૩ શ્રી ગિરનારજીની તીર્થમાળ | (દુહા ૧૦૨) | ૮૩ |
| ૪ આત્મશિક્ષા ભાવના. | (દુહા ૧૮૫) | ૯૩ |
| ૫ અધ્યાત્મ બાવની. | (ત્રણ પ્રકારના આત્માનું સ્વરૂપ) | ૧૧૩ |
| ૬ દયા છત્રીશી. | (ચિદાનંદજી કૃત) | ૧૧૯ |

# હાલમાં અમારી તરફથી નવા બહાર પડેલાં પુસ્તકો ને ભાષાંતરો

---

૧ શ્રી બૃહત્ ક્ષેત્ર સમાસ. મોટી ટીકા સહિત.
૨ શ્રી ઉપદેશ પ્રાસાદ. મૂળ. વિભાગ ૩ જો. સ્થંભ ૧૩ થી ૧૮. ૩-૪-૦
૩ શ્રી ધન્યકુમાર ચરિત્ર ભાષાંતર. ૨-૮-૦
૪ શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા ભાષાંતર વિભાગ ૧ લો. પ્રસ્તાવ ૧ ૨-૩ ૨-૮-૦
૫ શ્રી ત્રિષષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્ર ભાષાંતર. પર્વ ૧૦ મું. શ્રી મહાવીર ચરિત્ર આવૃત્તિ બીજી. ૩-૦-૦
૬ શ્રી ઉપદેશ પ્રાસાદ ભાષાંતર. વિભાગ ૨ જો. સ્થંભ ૫ થી ૯ આવૃત્તિ બીજી. ૨-૮-૦
૭ શ્રી શાન્તિનાથ ચરિત્ર ભાષાંતર. ૨-૦-૦
૮ શ્રી ઉપદેશ કલ્પવલ્લી (મન્હજિણાણંની સજ્ઝાયની ટીકા) નું ભાષાંતર કથાઓ સાથે ૨-૦-૦
૯ શ્રી પરિશિષ્ટપર્વ (શ્રીજમ્બુસ્વામી વિગેરે પૂ આચાર્યોના ચરિત્રો) નું ભાષાંતર. ૧-૮-૦
૧૦ શ્રી વિનોદકારી (૮૧) કથાઓનું ભાષાંતર. ૧-૮-૦
૧૧ શ્રી શબ્દભેદ પ્રકાશ (નાનો કોષ) અર્થ સાથે ૦-૧૨-૦
૧૨ સામાયિક ચૈત્યવન્દન સૂત્ર. (ગુજરાતી) ૦-૨-૦
૧૩ શ્રી ગૌતમ સ્વામીનો રાસ. અર્થ સહિત ૦-૧-૦
૧૪ શ્રી રત્નાકર પચ્ચીશી અનુવાદ તથા અર્થ સહિત ૦-૧-૦
૧૫ પ્રતિક્રમણના હેતુ (શ્રાવકોને ખાસ વાચવાની આવશ્યકતા વાળી બુક) ની આવૃત્તિ બીજી ૦-૧-૦
૧૬ શ્રી વર્ધમાન તપવિધિ (તે તપના કરનારને ભેટ) ૦-૮-૦



॥ श्री पार्श्वनाथाय नमः ॥

॥ श्रीमद्यशोविजयजी उपाध्यायकृत ॥

# આઠ દૃષ્ટિની સઝાય.

( બાલાવબોધ સહિત )

ऐंद्रश्रेणिनतं पार्श्वं, श्रीशंखेश्वरनामकं।
लिखामि योगदृष्टिस्वाध्यायार्थं लोकभाषया ॥१॥

અર્થઃ—ઇંદ્રના સમુદાયની શ્રેણિ જે પરંપરા તે જેને નમેલી છે, એવા શ્રી શંખેશ્વર પાર્શ્વનાથને નમસ્કાર કરીને યમ, નિયમ, આણાયામાદિ અષ્ટાંગ યોગ જેમાં છે એવા પાતંજલિ આદિ કૃત યોગશાસ્ત્રમાં પ્રવેશ કરી શકાય તેવો શ્રીહરિભદ્રસૂરિવિરચિત શ્રી યોગદ્રષ્ટિ–સમુચ્ચય ગ્રંથ છે. તેના ભાવ ગ્રહણ કરી, સકલ તાર્કિકશિરોમણિ વાચકરાજ શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે યોગદ્રષ્ટિની સઝાય રચેલી છે, તેનો ભાવાર્થસૂચક બાલાવબોધ ગુર્જરી ભાષામાં લખીએ છીએ.

પ્રથમ યોગ શબ્દ એટલે શું ? યોગ એટલે ચંચલતા. ત્રણ પ્રકારના યોગ–તે મન, વચન, કાયાના યોગ તથા અષ્ટાંગ યોગ અને જ્ઞાન દર્શનાદિ યોગ; અથવા જે જે વસ્તુઓના યોગ–યુંજન કરીએ, તે પણ યોગ કહેવાય. એમ યોગના બહુ પ્રકાર છે. અહીંઆ તો પાતંજલાદિ ગ્રંથાનુયાયી ત્રણ યોગ વર્ણવેલા છે. તેનાં નામઃ—૧ ઇચ્છાયોગ. ૨ શાસ્ત્રયોગ. ૩ સામર્થ્યપ્રતિજ્ઞાયોગ.

૧. તથાવિધ જ્ઞાનાવરણાદિ કર્મના ક્ષયોપશમ વિશેષથી શ્રુતજ્ઞાનનો અર્થ લઈ, કરવાની ઇચ્છાવાળો છતાં પ્રમાદથી ધર્મવ્યાપારમાં વિકલ અને અંતઃકરણમાં સુત્રાર્થનું ઇચ્છકપણું હોય, પણ યથાર્થ બોધ ન હોય, તે ઇચ્છાયોગ કહીએ.

૨. યથાર્થ સ્વરૂપે વિકથાદિનો ત્યાગ કરવો તથા અપ્રમાદીધર્મવ્યાપારવંત, શ્રદ્ધાવંત. તીવ [illegible] વચનનું ભાષણ કરવું, તથા [illegible] સત્ય- પ્રતીતવંત. તથા [illegible]

યોગ કહીએ. સિદ્ધિપદ પ્રાપ્તિનાં કારણો આ યોગમાં અહુ છે, તેનુ અતિક્રમણ કરે નહિ; શાસ્ત્રથકીજ સર્વ અર્થ જાણે. સામર્થ્યપ્રતિજ્ઞા યોગથી સર્વજ્ઞ પદપ્રાપ્તિ, સિદ્ધિપદ સૌખ્યપ્રાપ્તિ, સકલ પ્રવચનપરિજ્ઞાપ્રાપ્તિ ઈત્યાદિ સર્વનો સાક્ષાત્ લાભ થાય છે. સામર્થ્ય યોગના પણ બે ભેદ છે. ૧ ધર્મસંન્યાસ ૨ યોગસંન્યાસ.

ધર્મસંન્યાસ તે મોહાદિ ક્ષયોપશમ રૂપ છે અને યોગસંન્યાસ તે કાયાદિ વ્યાપાર કાયોત્સર્ગ કરણાદિરૂપ છે. આ બે પ્રકારના સામર્થ્યયોગ સમસ્ત લાભપ્રાપ્તિના હેતુ છે; ધર્મસંન્યાસ સામર્થ્યયોગ પ્રથમથી બીજે અપૂર્વકરણે હોય એટલે કે પ્રથમ કરણને યથાપ્રવૃત્તિ કરણની સંજ્ઞા છે, ત્યાં અધિકૃત ધર્મસામર્થ્યયોગ ન હોય અને બીજું અપૂર્વકરણ તે ગ્રંથીભેદનું નિબંધન છે, તેથી પ્રથમનો ત્યાગ કરી બીજું કહ્યું. કહ્યું છે કે—

जा गंठी ता पढमं, गंठीसमइक्कमे भवे बीअं ॥
अनिअट्टिकरणं पुण, सम्मत्तं पुरक्खडे जीवे ॥१॥

'ગ્રંથી સુધી આવે તે પહેલું યથાપ્રવૃત્તિકરણ, ગ્રંથીનો સમતિક્રમ કરે એટલે ભેદ કરે તે બીજું અપૂર્વકરણ, અને ત્રીજું અનિવૃત્તિકરણ તે સમ્યક્ત્વ પુરસ્કૃત–સમકિત પામેલા જીવને હોય.'

અપૂર્વકરણ તે આત્મવીર્યરૂપ શુભ પરિણામ. અનાદિ કાળે અપૂર્વ અપૂર્વ જે શુભ શુભતર પરિણામ ધર્મસ્થાનકને વિષે હોય તે ધર્મસંન્યાસ, બીજે અપૂર્વકરણે ગ્રંથિભેદ થવાથી સમ્યગદર્શન, શમસંવેગાદિ લિંગરૂપ આત્મપરિણામ હોય.

યતઃ—શમસંવેગનિર્વેદાऽनुकंपास्तिक्यलक्षणैः
पंचभिः सम्यक्सम्यक्त्वमुपलक्ष्यते ॥ इति
योगशास्त्रे तथा "तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनं."

ત્યારપછી તથાવિધ કર્મસ્થિતિને ઓછી કરે, સંખ્યાત સાગરોપમ અતિક્રમે ત્યારે પ્રથમ ધર્મસંન્યાસ સામર્થ્યયોગ હોય.

યતઃ—गंठित्ति सुदुब्भेओ, कक्खडघणरूढगूढगंठिव्व ॥
जीवस्स कम्मजणिओ, घणरागद्दोसपरिणामो ॥१॥
सम्मत्तंमि उ लध्धे, पलियपहुत्तेण सावओ हुज्जा ॥
चरणोवसमखयाणं, सागरसंखंतरा हुंति ॥२॥

અર્થ—ગ્રંથી એટલે અત્યંત દુર્ભેદ, કર્કશ, ઘન, રૂઢ અને ગૂઢ ગ્રંથીની જેવા જીવના કર્મજનિત ઘન-નિવિડ રાગદ્વેષના પરિણામ જાણવા. ૧. સમ્યક્ત્વ પામ્યા પછી પલ્યોપમ પૃથકત્વ કર્મસ્થિતિ ઘટે ત્યારે શ્રાવક થાય અને સંખ્યાત સાગરોપમ ઘટે ત્યારે ચારિત્રાવરણીના

ક્ષયોપશમ થવાથી સર્વવિરતીપણું પામે. ૨. માટે સ્થિતિ-ભેદ જેમ જેમ વધે, તેમ તેમ આયુજીકરણ થકી આત્મવીર્યોલ્લાસથી ગુણસ્થાનક ભજે, તે સર્વ ધર્મસંન્યાસ-સામર્થ્યયોગ કહીએ. અને તેને પારમાર્થિક-તાત્વિક કહીએ. કોઈક વેળાએ પ્રવ્રજ્યા પ્રતિપત્તિ કાળે અતાત્વિક પણ કહીએ. કારણ કે પ્રવ્રજ્યા સન્મુખ તો છે પરંતુ પ્રવ્રજ્યા આદરી નથી, માટે ત્યાં જ્ઞાનરૂપ પ્રતિપત્તિ વિશેષ હોય અને ધર્મસંન્યાસ સામર્થ્ય યોગનો અધિકારી ભવવિરક્ત હોય. આ પ્રમાણે સિદ્ધાંતમાં કહ્યું છે.

પ્રવ્રજ્યાધિકારી આર્યદેશોત્પન્ન, વિશિષ્ટ જાતિવંત, કુલ-મર્યાદાવંત હોય. અશુભકર્મમલ-બુદ્ધિપ્રપંચ પ્રાયે ક્ષીણ થયેલ હોય અને 'મનુષ્યપણાનાં નિમિત્ત દુર્લભ છે, સંપદા ચપલ છે, વિષય દુઃખોપહેતુ છે, સંયોગ વિયોગમિલિત છે, શરીર પ્રતિક્ષણે મરણયુક્ત છે' એવી રીતે દારૂણ વિપાકવાળા સંસારનું અનેક પ્રકારે નિર્ગુણપણું ભાવીને સહજપણે સંસારથી વિરમ્યો હોય. અલ્પ કષાયી, અલ્પ હાસ્યાદિ-વંત, અલ્પવેદોદયી, કૃતજ્ઞ, વિનીત, ઘરવાસમાં રાજમા-ન્યાદિ બહુજનમાન્ય, અદ્રોહી, સુંદર અંગવંત, શ્રદ્ધાવંત, પ્રવ્રજ્યા આરાધક, જ્ઞાનયોગનો આરાધક ઇત્યાદિ ગુણોપેત મનુષ્યને ધર્મસંન્યાસસામર્થ્યયોગવાળો જાણવો.

યોગસંન્યાસ સામર્થ્યયોગ પારમાર્થિક તાત્વિકપણે

સમેકશ્રેણિગત યોગીને તથા ક્ષાંત્યાદિ સર્વ ગુણ ક્ષયોપશમપણે જેને ઉત્પન્ન થયા હોય તેને, યાવત્ કેવલજ્ઞાન લાભ. યોગ શીલ સુધી તથા તેજ લાભ વેળાએ શૈલેશી અવસ્થાગત યોગનિરોધન કાળે વર્ત્તતા હોય તેને હોય.

વળી યોગમાં પ્રથમ યોગ ચરમા કહેવાય છે અને તે: ભવ્ય મિથ્યાદ્રષ્ટિને પણ હોય; બીજો યોગ સમ્યગ્દ્રષ્ટિ, દેશ વિરતિ પ્રમુખને હોય અને ત્રીજો યોગ દીક્ષાની સન્મુખ એવા ભવવિરક્ત તથા અપ્રમત્ત મુનિને યાવત્ અયોગી અવસ્થાવાળા સુધી પણ હોય. તેનો વિશેષ અધિકાર યોગદ્રષ્ટિસમુચ્ચય ગ્રંથથી જાણવો. અહીં તો લેશમાત્ર લખ્યો છે. યોગનું દર્શન તે સામાન્ય માત્ર જ્ઞાનાવરણીયના ક્ષયોપશમે જાણવું અને દ્રષ્ટિ તે ઇહાદિ વિચારણાએ અવધારવું. દ્રષ્ટિનું સ્વરૂપ હવે કહીએ છીએ.

---

## ॥ ઢાળ પહેલી ॥

॥ ચતુર સનેહી મોહના ॥ એ દેશી ॥

શિવ સુખ કારણ ઉપદીશી, યોગતણી અડ દીઠીરે ॥<br>
તે ગુણ થુણી જિન વીરનો, કરશું ધર્મની પુઠીરે ॥<br>
વીર જિનેસર દેશના ॥ ૧ ॥

અર્થઃ—શિવ કે૦ નિરૂપદ્રવ, અવ્યાબાધ સુખ તેના કારણ કે૦ હેતુ વાસ્તે શ્રી વીરપરમાત્માએ, યોગની આઠ દ્રષ્ટિ ઉપદેશી છે, તે શ્રી વીરના ગુણ સ્તવીને અમે ધર્મની પુષ્ટિ કરશું. શ્રીવીર પરમાત્મા કેવા છે?

यतः–विदारयति यत्कर्म, तपसा च विराजते ॥
तपोवीर्येण युक्तश्च, तस्माद्वीर इति स्मृतः ॥ १ ॥

(જે કર્મને વિદારે છે અને તપ વડે જે વિરાજિત છે તેમજ તપ ને વીર્ય વડે યુકત છે તેથી તે વીર કહેવાય છે.) વળી ધર્મ કેવો છે?

यथा—दुर्गतिमपतत् प्राणि--धारणाद्धर्म उच्यते ॥
संयमादि दशविधः, सर्वज्ञोक्तो विमुक्तये ॥ २ ॥

અર્થઃ–' દુર્ગતિમાં પડતાં પ્રાણીને ધારી રાખવાથી–પડવા ન દેવાથી ધર્મ કહેવાય છે. તે સંયમાદિ દશ પ્રકારનો, સર્વજ્ઞનો કહેલો અને મુક્તિને પ્રાપ્ત કરાવે તેવો છે.' અથવા અપરભાવ વ્યતિરિક્ત, કેવલ વસ્તુ–સ્વભાવપણું, તે પણ નિરાવરણપણે તથા સાદિ અપર્યવસાનપણે તે ધર્મ છે. એવી સામાન્યપણે શ્રીવીરની દેશના કે૦ વાણી છે. ॥ ૧ ॥

સઘન અઘન દિન રયણિમાં બાલ વિકલ ને અનેરારે ॥
અર્થ જુએ જેમ જુજુઆ, તેમ ઓઘ નજરના ફેરારે ॥
॥ વીર૦ ૨ ॥

અર્થઃ—જેમ સઘન કે૦ મેઘ સહિત દિવસ અને અઘન કે૦ મેઘ રહિત દિવસ, જેમ દિવસ તેમ રાત્રિ અર્થાત્ મેઘયુક્ત દિવસ રાત્રિ અને મેઘ રહિત દિવસ રાત્રિ; તે તે દિવસો અને રાત્રિઓમાં પણ ભેદ છે અને તે ભેદને દેખનારાઓમાં પણ કોઈ બાલદૃષ્ટિ, કોઈ વિકલદૃષ્ટિ. અને અનેરા કે૦ કોઈ તરૂણ, વૃદ્ધ, રોગી ઇત્યાદિ અનેક ભેદ છે. તેઓ જે જે પદાર્થને જુએ તેમાં જ્ઞાનાવરણાદિ કર્મની વિચિત્રતાએ સામાન્ય વિશેષાદિમાં અનેક રીતે ફેર પડે; જુદા જુદા ભાવ દેખે. તે સર્વ ઓઘદૃષ્ટિ છે. ઓઘદૃષ્ટિ બહુ જાતની છે. ॥ ૨ ॥

દર્શન જે થયાં જુજુઆ, તે ઓઘ નજરને ફેરેરે ॥
ભેદ થિરાદિક દૃષ્ટિમાં, સમકિત દૃષ્ટિને હેરેરે ॥
॥ વીર૦ ૩ ॥

અર્થઃ—ઓઘ નજરના ફેરને અનુસારે ષટ્દર્શનના ભેદ જુદા જુદા થયા, તે ઓઘદૃષ્ટિનો અહીં અધિકાર નથી. અહીંઆં તો યોગની આઠ દૃષ્ટિનો અધિકાર છે. તે આઠ-દૃષ્ટિ-મિત્રા, તારા, બલા, દીપ્તા, સ્થિરા, કાંતા, પ્રભા, પરા. તે આઠ દૃષ્ટિમાં બોધ-જ્ઞાનપ્રકાશ કેવો હોય? તે કહે છે;

યથા—तृणगोमयकाष्ठाग्निकणदीपप्रभा ॥
तारार्कचंद्रमा रत्नसदृशी दृष्टिरष्टधा ॥ २ ॥
इति योगदृष्टिसमुच्चये.

અર્થઃ—' ઘાસના, છાણાના, કાષ્ટના અગ્નિકણસમાન અને દીપકસમાન પ્રભા પ્રથમની ચાર દૃષ્ટિમાં હોય અને તારા, સૂર્ય, ચંદ્ર અને રત્ન સમાન પ્રભા પછીની ચાર દૃષ્ટિમાં હોય-એમ આઠ પ્રકારની પ્રભા સમજવી.'

આઠમાં પ્રથમની ચાર દ્રષ્ટિસુધી મિથ્યાદ્રષ્ટિ હોય અને પાછલી ચાર દ્રષ્ટિ ગ્રંથીભેદથી હોય, અર્થાત્ સ્થિરાદ્રષ્ટિથી સમ્યકત્વ હોય. પાછલી ચાર દ્રષ્ટિઓને તો યોગદ્રષ્ટિ એવું બિરૂદ ઘટે છે, પરંતુ આઠેને યોગદ્રષ્ટિ કેમ કહી? તેનો એવો ઉત્તર છે કે, પહેલી ચાર દ્રષ્ટિમાં સત્સંગનો યોગ છે, તેમાં પણ બીજ ધ્યાન કરે છે તેથી તેઓને પણ દ્રષ્ટિ કહીએ. ॥ ૩ ॥

દર્શન સકલના નય ગ્રહે, આપ રહે નિજ ભાવેરે ॥
હિતકરી જનને સંજીવની, ચારો તેહ ચરાવેરે ॥
॥ વીર૦ ૪ ॥

અર્થઃ—હવે સ્થિરાદિક દ્રષ્ટિવંત પ્રાણી સમસ્ત છએ દર્શનના નય ગ્રહણ કરે, તેને વિષે અદ્વેષ રાખે અને જગતને પોતાના સ્વભાવમાં-સ્યાત્નિત્યાનિત્યપણે વર્ત્તે છે તે ભાવમાં પ્રવર્ત્તે, શુદ્ધ દ્રષ્ટિનો ભંગ કરે નહીં, ભવ્યજનને હિતકારી શુદ્ધોપદેશરૂપ સંજીવની ઔષધીનો ચારો ચરાવીને આપસ્વરૂપ પ્રગટ કરાવે. તે ઉપર ઉપનયયુકત દ્રષ્ટાંત કહે છે.

કોઈ નગરમાં એક કુલવાન મનુષ્ય રહે છે. તેને બે સ્ત્રી છે. એક પ્રૌઢ, સુશીલ, વિનીત છે. બીજી વક્ર છે. વક્ર સ્ત્રી પોતાના પતિ સાથે કામક્રીડા કરી દિવસે વૃષભ બનાવવાની વિદ્યાથી પતિને વૃષભ બનાવી ખેતરમાં મુકે છે. પ્રૌઢ સ્ત્રી સ્વામિના પ્રેમને લીધે વૃષભરૂપ સ્વામિ પાસે રહી, ચારાપાણીથી સારસંભાલ કરે છે. કેટલાએક દિવસે કોઈ વિદ્યાધર દંપતી તે રસ્તેથી વિમાનમાં બેસીને જતા હતા. તેમાંથી વૃષભને દેખીને વિદ્યાધરે પોતાની પત્નિને કહ્યું કે 'આ સ્ત્રી જે વૃષભની સેવા કરે છે, તે તેની પ્રૌઢ પત્નિ છે અને તે વૃષભની નાની સ્ત્રીએ પોતાના પતિને વૃષભ કરેલો છે.' એવું ચમત્કારિક વૃત્તાન્ત સાંભળી વિદ્યાધરની સ્ત્રીએ કહ્યું કે 'એવો કાંઈ યોગ છે કે જેથી આ વૃષભ પુરૂષ થાય?', વિદ્યાધરે કહ્યું, કે 'અમુક વડ સમીપે જે ઔષધિ છે તે, જો, આ વૃષભને ચરાવે તો તે પુરૂષ થઈ જાય.' વિદ્યાધર એમ કહી ચાલ્યો ગયો. પ્રૌઢા સ્ત્રીએ તે વિદ્યાધરની સર્વ વાત સાંભળી અને તેના વચનની પ્રતીતિથી પ્રયત્ન કરી તે વડની આસપાસની સર્વ ઔષધિ ગ્રહણ કરીને તેનો ચારો વૃષભને ચરાવ્યો, તેથી વૃષભ પુરૂષ થયો. પ્રૌઢ સ્ત્રીની સેવાભક્તિ પતિએ જાણી. આ દષ્ટાંતનો ઉપનય આ પ્રમાણે છે—

પુરૂષ તે આત્મા, જેણે વૃષભ બનાવ્યો તે અશુદ્ધ

ચેતના સ્ત્રી, જેણે સેવાભક્તિ કરી તે શુદ્ધ ચેતના સ્ત્રી, વિદ્યાધર તે ગુરૂ; વિદ્યાધરની સ્ત્રી તે દયારૂપ ધર્મકરણી, વડ તે મનુષ્યગતિ, સંજીવની ચારો તે સમ્યગ્દ્રષ્ટિપણું, ઇત્યાદિ સકલ સામગ્રીવંતને સંજીવની ચારો ચરાવી પ્રૌઢ સ્ત્રીએ યથાસ્થિત ભર્ત્તાર કર્યો, તેવી રીતે શુદ્ધચેતનાને અનુવર્ત્તતો જીવ સર્વ ગુણનું ભાજન થાય. એ પ્રમાણે સ્થિરાદિક ચાર દ્રષ્ટિનો ધણી સર્વજીવને હિતકારી ઉપદેશ આપે. ॥૪॥

**દ્રષ્ટિ થિરાદિક ચારમાં, મુગતિપ્રયાણ ન ભાજેરે ॥**
**રયણિશયન જેમ શ્રમ હરે,સુરનરસુખ તેમ છાજેરે॥**
**॥ વીર૦ ॥ ૫ ॥**

અર્થઃ—સ્થિરાદિક ચાર દ્રષ્ટિમાં મુક્તિનું પ્રયાણ કે૦ ગમન રોકાય નહીં, કારણ કે એ દ્રષ્ટિવંત પ્રાણી પ્રાયઃ પ્રતિપાતિ ન હોય. જેમ વાંછિત નગરે પ્રયાણ કરતાં વચમાં રાત્રે વિશ્રામ લઇએ અને તેથી જેમ શ્રમ કે૦ થાક દૂર થાય અને ઇચ્છિત નગરે સુખેથી પહોંચાય, તેમ સમ્યગ્દ્રષ્ટિ પ્રાણીને મુક્તિ જતાં વચમાં સુબાહુ કુંવર તથા શ્રીપાલાદિની જેમ દેવ મનુષ્યના ભવ કરવા પડે, પરંતુ મુક્તિપુરે અવશ્ય પહોંચાય ॥ ૫ ॥

**એહ પ્રસંગથી મેં કહ્યું, પ્રથમ દ્રષ્ટિ હવે કહીએરે ॥**
**જિહાં મિત્રા તિહાં બોધ જે, તે તૃણઅગનિસો લહી-**
**એરે ॥ વીર૦ ૬ ॥**

૧ પાંચ મહાવ્રત તે પાંચ યમ છે. ૨ શૌચ સંતોષાદિ પાંચ નિયમ છે. ૩ યોગ, પદ્મ ઇત્યાદિ આસન. ૪ પવનનું રોધન તે પ્રાણાયામ. ૫ ઇંદ્રિઓને વિષયોમાં ન પ્રવર્તાવવી તે પ્રત્યાહાર. ૬ શુદ્ધ વસ્તુનો યથાર્થ નિરધાર તે ધારણા. ૭ ધ્યેયનું ચિંતવન તે ધ્યાન. ૭ ધ્યેયનો તન્મયપણે અનુભવ તે સમાધિ. એ અષ્ટાંગ યોગ પ્રવૃત્ત જાણવી. ॥ ૭ ॥

વળી બીજી પણ અષ્ટાંગ યોગ પ્રવૃત્તિ છે. ૧ અદ્વેષ, ૨ જિજ્ઞાસા, ૩ શુશ્રુષા, ૪ શ્રવણ, ૫ બોધ, ૬ મીમાંસા, ૭ પરિશુદ્ધિ, ૮ અપ્રતિપત્તિ, ઇત્યાદિ.

**યોગનાં બીજ ઇહાં ગ્રહે, જિનવર શુદ્ધ પ્રણામોરે ॥**
**ભાવાચારજ સેવના, ભવઉદ્વેગ સુકામોરે ॥**
**॥ વી૦ ૮ ॥**

અર્થઃ—યોગનાં બીજ આ દ્રષ્ટિમાં ગ્રહણ કરે. નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એવા ચાર નિક્ષેપે જિનેશ્વરને શુદ્ધ પ્રણામ કરે. સૂત્રોક્ત પ્રવૃત્તિએ પ્રવર્તનારા, પંચાચારને યથાર્થ પાળનારા અને શુદ્ધ ભાષક એવા ભાવાચાર્યની સેવના કરે અને ભવોદ્વેગ કે૦ સંસારથી ઉદાસીનતા તેજ મોક્ષપ્રાપ્તિ કરાવનાર છે, એમ જાણે. ॥ ૮ ॥

**દ્રવ્ય અભિગ્રહ પાળવા, ઔષધ પ્રમુખને દાનેરે ॥**
**આદર આગમ આસરી, લિખનાદિક બહુમાનેરે ॥**
**॥ વીર૦ ૯ ॥**

અર્થઃ—ગ્રંથિભેદ વિના ભાવ અભિગ્રહ હોય નહીં તેથી અહીં દ્રવ્ય અભિગ્રહ સંબંધી પાળે. અર્થાત ઔષધ, વસ્ત્ર પાત્રપ્રમુખ મુનિને દેવાના અભિગ્રહ કરે, અને આદર-સત્કાર સહિત આગમવિધિને અનુસારે સાધુ મુનિરાજને ઉચિત હોય તે આપે તથા બહુમાનપૂર્વક પુસ્તક લખાવવા પ્રમુખ ઉદ્યમ કરાવે. ॥ ૯ ॥

લેખન પૂજન આપવું, શ્રુતવાચના ઉદ્ગ્રાહોરે ॥
ભાવવિસ્તાર સઝાયથી, ચિંતન ભાવન ચાહોરે ॥
॥ વીર૦ ૧૦ ॥

અર્થઃ—સિદ્ધાંત લખવામાં તથા વીતરાગનાં બિંબોના પૂજનમાં દ્રવ્યાદિ સામગ્રી આપવાને સાવધાન હોય; વળી સન્માર્ગપ્રરૂપક શ્રુત કે૦ સિદ્ધાંતની વાચના આપનારનો ઉદ્ગ્રાહી કે૦ યોગ મેળવવા ઉદ્યમ કરે. વળી સ્વાધ્યાય તે વાંચના પ્રમુખ પાંચ પ્રકારથી કરી ભાવ વિસ્તાર કે૦ ભાવ આસ્વાદિકનાં કારણો વધારે, અને તેનું ચિંતવન તથા ભાવનાની ચાહના કરે. ॥ ૧૦ ॥

બીજકથા ભલી સાંભળી, રોમાંચિત હુવે દેહરે ॥
એહ અવંચકયોગથી, લહીએ ધરમસનેહરે ॥
॥ વીર૦ ૧૧ ॥

અર્થઃ—સંવેગભાવની યથાસ્થિતતા, શમ સંવેગ સત્પ્રવૃત્તિ લક્ષણરૂપ શ્રદ્ધા, નિરાશય પરોપકારકરણ, દુઃખિતાનુકંપા, સત્શીલાનુચરણ, ઔદાર્ય, ધૈર્ય, ગાંભીર્ય પ્રમુખ બીજ કથા કે૦ યોગાંગ કથા શ્રવણ કરીને હર્ષોત્કર્ષયુકત રોમાંચિત શરીર થાય. એવા પ્રશસ્ત બાહ્ય સંયોગ મળવાથી સદભ્યાસ કરવા કરાવવાના સાધન મળવાથી યોગનું અવંચકપણું તેને પ્રાપ્ત થાય. તેથી તે પ્રાણી વિપક્રિયા વાંછે નહીં, ક્રિયા નિષ્ફલ કરે નહીં, તે અવંચક યોગ સમજવો. તે અવંચક યોગ પામીને પરમોત્કૃષ્ટ ધર્મસ્નેહ પામે. મનમાં એમ વિચારે કે આ લાભ દુષ્કરપણે પામ્યો છું. ॥૧૧॥

સદ્ગુરૂ યોગે વંદન ક્રિયા, તેહથી ફળ હોય જેહારે ॥
યોગ ક્રિયા ફળ ભેદથી, ત્રિવિધ અવંચક એહોરે ॥
॥ વીર૦ ૧૨ ॥

અર્થઃ—ઉત્તમ ગુરૂનો યોગ પામીને વંદન ક્રિયા વ્યવહાર વિધિપૂર્વક સાચવે, તેથી જે ફળ થાય તે આ પ્રમાણે છે—મનને વિશુદ્ધપણે પ્રવર્ત્તાવવું તે યોગઅવંચક કહીએ તથા વચન અને કાયાને નિરવદ્યપણે પ્રવર્ત્તાવવાં તે ક્રિયાઅવંચક કહીએ. તે પ્રમાણે કરવાથી મિથ્યાત્વ તથા વિષય કષાયાદિકની હીનતાએ શુભગતિ પ્રમુખ ફળ પામે, તે ફળઅવંચક કહીએ. આ ત્રણ પ્રકારના અવંચક યોગ તે પ્રાણીને હોય. યદ્યપિ આ ત્રણ અવંચક યોગ સાધુને ઉદ્દે-

રીને હોય, પરંતુ અવક્ર સામાયિકે તથા અમત્સરયુક્ત ભાવસમાધિપણે દ્રવ્યથી એ હોય છે.

ચાહે ચકોર તે ચંદ્રને, મધુકર માલતી ભોગીરે ॥
તેમ ભવિ સહજ ગુણે હોયે, ઉત્તમ નિમિત્ત સંયોગીરે
॥ વીર૦ ૧૩ ॥

અર્થઃ—જેમ ચકોર પક્ષી ચંદ્રની ચાહના કરે અને જેમ ભ્રમર માલતીનાં પુષ્પનો ભોગી હોય તેમ આ ભવ્ય પ્રાણીને યદ્યપિ મોહનો ક્ષયોપશમ નથી, તથાપિ ઉત્તમ કે૦ પ્રધાન જે શુભ નિમિત્તો તેનો સંગ થાય, એવો સહજ ગુણ હોય. ॥ ૧૩ ॥

એહ અવંચક યોગ તે, પ્રગટે ચરમાવર્ત્તેરે ॥
સાધુને સિદ્ધદશાસમું, બીજનું ચિત્ત પ્રવર્ત્તેરે ॥
॥ વીર૦ ૧૪ ॥

અર્થ—એવા અવંચક યોગ જ્યારે ચરમ પુદ્ગલ પરાવર્ત સંસાર બાકી રહે ત્યારે ઉપજે, તે પણ કેટલા-એક પ્રાણી જે ક્રિયાયોગી હોય તેઓને હોય, અને સાધુઓને તો સિદ્ધ અવસ્થા સમાન પરમાનંદ આપનાર હોય. આ મિત્રાદૃષ્ટિમાં વર્તતા પ્રાણીને, બીજ જે યોગના અંગ સમતા, ઔદાર્ય પ્રમુખ તે ગ્રહણ કરવાને પ્રયત્ન-વાળું ચિત્ત હોય. ॥ ૧૪ ॥

કરણ અપૂર્વના નિકટથી, જે પહેલું ગુણઠાણું રે ॥
મુખ્યપણે તે ઇહાં હોયે, સુયશવિલાસનું ટાણું રે ॥
॥ વીર૦ ૧૫ ॥

અર્થ:—અહિં અપૂર્વ કરણના નિકટ કે૦ સમીપપણાથી સ્થિતિ તથા રસમાં મંદપણે મિથ્યાત્વ ગુણઠાણે તે પ્રવર્ત્તે. વળી શિવરાજ રાજર્ષિ પ્રમુખની પૂર્વે જે દશા હતી, તેવી મુખ્યપણે અહીં હોય. વળી તે ઉત્તમ યશના વિલાસનું ટાણું કે૦ સ્થાનક હોય. સારાંશ કે અભવ્ય, દુર્ભવ્ય, બહુ પુદ્‌ગલ પરાવર્તનવાળા, શઠ, હઠકદાગ્રહી, અત્યંત અભિનિવેશી, ગુરૂ આશાતનાવાળાને આ દ્રષ્ટિ ન હોય. ॥ ૧૫ ॥ ઇતિ પ્રથમ મિત્રાદ્રષ્ટિ વિચાર.

## ॥ ઢાળ બીજી ॥

॥ મન મોહન મેરે. એ દેશી. ॥

દર્શન તારા દ્રષ્ટિમાં મનમોહન મેરે. ગોમય અગ્નિ સમાન; ॥ મ૦ ॥ શૌચ સંતોષ ને તપ ભલું ॥ મ૦ ॥ સજ્ઝાય ઈશ્વરધ્યાન ...ો ॥

અર્થઃ—હવે તારાદૃષ્ટિનો વિચાર કહે છે. મિત્રાદૃષ્ટિ કરતાં તારાદૃષ્ટિમાં મિથ્યાત્વ કેવું મંદ હોય તથા કેવો બોધ હોય તે કહે છે. મિથ્યાત્વ વિશેષ મંદ હોય અને બોધ ગોમય કે૦ છાણાના અગ્નિ સમાન હોય. જેમ છાણાનો અગ્નિ ધીમે ધીમે વધે, તેમ બોધ વધતો જાય, અર્થાત્ કાંઈક કાર્યસાધક થાય. તેથી શૌચ કે૦ મન નિર્મળ રહે. સંતોષ કે૦ પ્રાપ્ત વસ્તુથી વિશેષ તૃષ્ણા ન રાખે, તપ કે૦ ઇચ્છાનું રૂંધન કરે. સજ્ઝાય કે૦ શ્રુતઅધ્યયન પ્રમુખ કરે અને ઇશ્વરધ્યાન કે૦ પરમાત્માનું ધ્યાન કરે. આત્મહિત ચિંતવે અને વિચારે કે જો અકાર્ય સેવીશ, તો દુર્ગતિ પામીશ. [illegible]

નિયમ પંચ ઇહાં સંપજે ॥મ૦॥ નહીં કિરિઆ ઉદ્વેગ ॥ મ૦ ॥ જિજ્ઞાસા ગુણતત્ત્વની ॥ મ૦॥ પણ નહીં નિજ હઠ ટેગ ॥ મ૦ ॥ ૨ ॥

અર્થઃ—આ દૃષ્ટિમાં પૂર્વોક્ત પાંચ નિયમ ઉપજે, મોટી ક્રિયામાં અખંડપણે પ્રવર્તે, અર્થાત્ પરલોક હિતાર્થે કામો કરતાં ઉદ્વેગ ન પામે. વળી ગુણતત્ત્વ કે૦ શુદ્ધ ગુણતત્ત્વ એવા ગુરુની જિજ્ઞાસા કે૦ વાંછના હોય. તથા કરણ, કરાવણ, અનુમોદનરૂપ નિર્વિકારપણું હોય, પરંતુ પોતાના હઠ કદાગ્રહનો ટેક વિશેષપણે નહીં હોય. [illegible]

એહ દ્રષ્ટિ હોય વરતતાં ॥મ૦॥ યોગકથા બહુ પ્રેમ ॥મ૦॥ અનુચિત તેહ ન આચરે ॥મ૦॥ વાળ્યો વળે જેમ હેમ ॥મ૦॥૩॥

અર્થઃ—આ દ્રષ્ટિમાં વર્તતો પ્રાણી અષ્ટાંગ યોગાદિકની કથામાં બહુ પ્રેમ ધારણ કરે. યોગશુદ્ધિ, ક્રિયાશુદ્ધિમાં પ્રવર્તી ફળશુદ્ધિ કરે, અર્થાત્ જે થકી પરલોક સંબંધી અહિત થાય તેવું અનુચિત કાર્ય કરે નહીં. વળી તે પ્રાણીને કોઈ હિત શીખામણ કહે, તેની સાથે સુવર્ણ જેમ વાળ્યું વળે તેની પેઠે સરળતા રાખે. ॥ ૩ ॥

વિનય અધિક ગુણીનો કરે ॥મ૦॥ દેખે નિજગુણ હાણ ॥મ૦॥ ત્રાસ ધરે ભવભયથકી ॥ મ૦ ॥ ભવ માને દુઃખખાણ ॥ મ૦ ॥ ૪ ॥

અર્થઃ—પોતાથી અધિક ગુણવંતનો વિનય કરે અને પોતે વિશેષ ગુણી છતાં પોતામાં ન્યૂનતા ભાવે, અર્થાત્ અહંકૃતિ વા નિજ ઉત્કર્ષ ન કરે. વળી ચતુર્ગતિરૂપ સંસારને દુઃખની ખાણ દેખીને ભયથી ત્રાસ પામે. ॥ ૪ ॥

यतः-जन्म दुःखं जरा दुःखं, रोगाणि मरणाणि च ॥
अहो दुःखहु संसारं ॥ जथ्थ किंमंति जंतुणो ॥

અર્થઃ—આ સંસારમાં જન્મનું દુઃખ, વૃદ્ધાવસ્થાનું દુઃખ, અનેક રોગો અને ભવભવમાં મરણો રહેલા છે. એવો આ સંસાર દુઃખમય છે કે જેમાં આ પ્રાણી-જંતુ અનેક પ્રકારના કલેશો પામે છે.

**શાસ્ત્ર ઘણાં મતિ થોડલી ॥ મ૦ ॥ શિષ્ટ કહે તે પ્રમાણ ॥ મ૦ ॥ સુયશ લહે એ ભાવથી ॥ મ૦ ॥ ન કરે જુઠ ડફાણ ॥ મ૦ ॥ ૫ ॥**

અર્થઃ—શાસ્ત્ર ઘણાં છે અને પોતાની મતિ કે૦ બુદ્ધિ અલ્પ છે, માટે શિષ્ટ મહાન્ ગુરૂ કહે તે વચન પ્રમાણ કરે. સમ્યગ્ રીતે મન વચન કાયાએ, કરણ કરાવણ અનુમતિ રૂપે નિર્વિકારીપણું હોય તે પ્રમાણે વિશિષ્ટ ભાવના ભાવતો થકો સુયશ કે૦ નિર્મલ કીર્તિ પામે. તે અછતા ગુણોનો જુઠો કે૦ અસત્ય ડફાણ કે૦ આડંબર કરે નહીં. શુભયોગ-કથામાં પ્રીતિ રાખે ॥ ૫ ॥ ઈતિ તારાદૃષ્ટિ વિચાર.

## ॥ ઢાળ ત્રીજી. ॥

॥ પ્રથમ ગોવાલતણે ભવે જી ॥ એ દેશી ॥

**ત્રીજી દ્રષ્ટિ બલા કહીજી કાષ્ટ અગ્નિસમ બોધ ॥**

ક્ષેપ નહી આસન સધેજી ॥ શ્રવણ સમીહા સોધરે ॥ જિનજી ॥ ધન ધન તુજ ઉપદેશ ॥ ૧ ॥

અર્થઃ—હવે બલા નામની ત્રીજી દ્રષ્ટિ વર્ણવે છે. આ દ્રષ્ટિમાં સુખાસને બેઠેલાનું જેમ સ્થિર ચિત્ત હોય, દેવ વંદન, ગુરૂવંદન, આવશ્યકાદિ કાર્ય અનુકૂલપણે કરે, યદ્યપિ મિથ્યાદર્શનં છે તોપણ મિથ્યાત્વની બહુજ મંદતા હોય, અર્થાત્ મિથ્યાત્વીઓના ભ્રાન્તિરૂપ ચમત્કારિક જ્ઞાન દેખીને ચપલ પરિણામવાળો ન થાય. આ દ્રષ્ટિમાં શાસ્ત્રશ્રવણથી કાષ્ટના અગ્નિ સરખો દ્રઢ બોધ હોય. વળી ક્રિયાઓનું અન્યોઅન્ય મિશ્રણ કરવું તે ક્ષેપદોષ કહેવાય છે તેવો ક્ષેપદોષ ન હોય, પર્યંકાસનાદિ યોગાસનને સાધે. સિદ્ધાંત શ્રવણ કરવાની સમીહા કે૦ તીવ્ર ઈચ્છા કરે અને તેવી ઈચ્છાને સોધ કે૦ સાધે. હે જિનજી! તમારા ઉપદેશને ધન્ય છે, એવો સત્કાર કરે, અને પોતાના આત્માને ધન્ય માને. ॥ ૧ ॥

તરૂણ સુખી સ્ત્રી પરિવર્યોજી ॥ જેમ ચાહે સુરગીત ॥ સાંભળવા તેમ તત્ત્વનેજી ॥ એ દ્રષ્ટિ સુવિનીતરે ॥ જિનજી ॥ ધન૦ ॥ ૨ ॥

અર્થઃ—જેમ કોઈ તરૂણ કે૦ યુવાન પુરૂષ ધનાઢ્ય ને સુખી હોય, વળી સુંદર સ્ત્રીએ યુક્ત હોય; તે જેમ દેવ

અર્થઃ—આ સંસારમાં જન્મનું દુઃખ, વૃદ્ધાવસ્થાનું દુઃખ, અનેક રોગો અને ભવભવમાં મરણો રહેલા છે. એવો આ સંસાર દુઃખમય છે કે જેમાં આ પ્રાણી-જીવ અનેક પ્રકારના કલેશો પામે છે.

શાસ્ત્ર ઘણાં મતિ થોડલી ॥મ૦॥ શિષ્ટ કહે તે પ્રમાણ ॥મ૦॥ સુયશ કહે એ ભાવથી ॥ મ૦ ॥ ન કરે જુઠ ડફાણ ॥ મ૦॥ ૫ ॥

અર્થઃ—શાસ્ત્ર ઘણાં છે અને પોતાની મતિ કે૦ બુદ્ધિ અલ્પ છે, માટે શિષ્ટ મહાન્ ગુરૂ કહે તે વચન પ્રમાણ કરે. સમ્યગ્ રીતે મન વચન કાયાએ, કરણ કરાવણ અનુમતિ રૂપે નિર્વિકારીપણું હોય તે પ્રમાણે વિશિષ્ટ ભાવના ભાવતો થકો સુયશ કે૦ નિર્મલ કીર્ત્તિ પામે. તે અછતા ગુણોનો જુઠો કે૦ અસત્ય ડફાણ કે૦ આડંબર કરે નહીં. શુભયોગ-કથામાં પ્રીતિ રાખે ॥ ૫ ॥ ઇતિ તારાદ્રષ્ટિ વિચાર.

## ॥ ઢાળ ત્રીજી. ॥

॥ પ્રથમ ગોવાલતણે ભવે જી ॥ એ દેશી ॥

ત્રીજી દ્રષ્ટિ બલા કહીજી કાષ્ટ અગ્નિસમ બોધ ॥

ક્ષેપ નહી આસન સધેજી ॥ શ્રવણ સમીહા સોધરે ॥ જિનજી ॥ ધન ધન તુજ ઉપદેશ ॥ ૧ ॥

અર્થઃ—હવે બલા નામની ત્રીજી દ્રષ્ટિ વર્ણવે છે. આ દૃષ્ટિમાં સુખાસને બેઠેલાનું જેમ સ્થિર ચિત્ત હોય, દેવવંદન, ગુરૂવંદન, આવશ્યકાદિ કાર્ય અનુકૂલપણે કરે, યદ્યપિ મિથ્યાદર્શન છે તોપણ મિથ્યાત્વની બહુજ મંદતા હોય, અર્થાત્ મિથ્યાત્વીઓના ભ્રાન્તિરૂપ ચમત્કારિક જ્ઞાન દેખીને ચપલ પરિણામવાળો ન થાય. આ દ્રષ્ટિમાં શાસ્ત્રશ્રવણથી કાષ્ઠના અગ્નિ સરખો દ્રઢ બોધ હોય. વળી ક્રિયાઓનું અન્યોઅન્ય મિશ્રણ કરવું તે ક્ષેપદોષ કહેવાય છે તેવો ક્ષેપદોષ ન હોય, પર્યંકાસનાદિ યોગાસનને સાધે. સિદ્ધાંત શ્રવણ કરવાની સમીહા કે૦ તીવ્ર ઈચ્છા કરે અને તેવી ઇચ્છાને સોધ કે૦ સાધે. હે જિનજી ! તમારા ઉપદેશને ધન્ય છે, એવો સત્કાર કરે, અને પોતાના આત્માને ધન્ય માને. ॥ ૧ ॥

તરૂણ સુખી સ્ત્રી પરિવર્યોજી ॥ જેમ ચાહે સુરગીત ॥ સાંભળવા તેમ તત્ત્વનેજી ॥ એ દ્રષ્ટિ સુવિનીતરે ॥ જિનજી ॥ ધન૦ ॥ ૨ ॥

અર્થઃ—જેમ કોઈ તરૂણ કે૦ યુવાન પુરૂષ ધનાઢ્ય ને સુખી હોય, વળી સુંદર સ્ત્રીએ યુક્ત હોય; તે જેમ દેવ

ગાંધર્વના ગીત-ગાયન શ્રવણ કરવાની ચાહના કરે, તેવી રીતે આ દ્રષ્ટિવંત પ્રાણી તત્ત્વજ્ઞાન શ્રવણ કરવાની ચાહના કરે, તેવીજ રીતે વળી આ દ્રષ્ટિવાળા વિનયવંત પણ હોય. ॥ ૨ ॥

**સરી એ બોધપ્રવાહનીજી ॥ એ વિણ શ્રુત થલકૂપ ॥ શ્રવણસમીહા તે કિસીજી ॥ શયિત સુણે જેમ ભૂપરે ॥ જિનજી ॥ ધન૦ ॥ ૩ ॥**

અર્થ:— આ દ્રષ્ટિ બોધ કે૦ જ્ઞાનપ્રવાહની સરી કે૦ સર છે. જેમ કુવા અને વાવમાં પાણીની સર ખનન કરવાથી નીકળી આવે, અને તે સરથી પાણી તરત પ્રાપ્ત થાય, તેમ આ દ્રષ્ટિથી જ્ઞાનપ્રવાહની સર પ્રાપ્ત થાય. અને જેમ રાજા શય્યામાં સુતા થકા યાચકોનાં ગીત શ્રવણ કરે, પણ વિષય કષાયમાં અસ્ત હોવાથી તે ગીતમાં ધ્યાન ન રહે, તેવી રીતે આ દ્રષ્ટિવિના શ્રુતશ્રવણમાત્ર બોધકારક ન થાય. સર્વ થલ કૂપ સમાન થાય એટલે થળના કુવામાં પાણી ન હોય, તેવું થાય. ॥ ૩ ॥

**મન રીઝે તન ઉલ્લસેજી ॥ રીઝે બુઝે એક તાન ॥ તે ઇચ્છાવિણ ગુણકથાજી ॥ બહેરા આગલ ગાનરે ॥ જિનજી ॥ ધન૦ ॥ ૪ ॥**

અર્થ:—જે શ્રવણથી મન હર્ષ પામે, શરીર રોમાંચિત થાય, અને હર્ષ અને બુઝ કે૦ બોધની એકતાન કે૦ એકતા

થાય, તે શ્રવણુજ સાર્થક છે. તેવી પ્રબળ ઈચ્છા વિના તત્ત્વકથા શ્રવણુ કરવી, તે જેમ બહેરા આગળ ગીત નિષ્ફળ છે તેમ તે પણુ નિષ્ફળ જાણવી. ॥ ૪ ॥

**વિઘન ઈહાં માયે નહીંજી ॥ ધર્મ હેતુમાં કોય ॥ અનાચાર પરિહારથીજી ॥ સુયશ મહોદય હોયરે ॥ જિનજી ॥ ધન૦ ॥ ૫ ॥**

અર્થઃ—આ દ્રષ્ટિમાં વર્ત્તતાં ધર્મના કાર્ય કરતાં પ્રાયઃ કાંઈ વિઘન કે૦ અંતરાય થાય નહીં, કેમકે અનાચારનો આ દ્રષ્ટિમાં પરિહાર કે૦ ત્યાગ છે; અને તેમ હોવાથી ઉત્તમ યશ અને મહાન ઉદયનો લાભ પણુ થાય. એ દ્રષ્ટિમાં શુભ યોગનો આરંભ, સુકથા શ્રવણુ ઈત્યાદિ મહા લાભો છે. ॥ ૫ ॥ ઈતિ બલા દ્રષ્ટિ વિચાર.

## ॥ ઢાલ ચોથી ॥

॥ ઝાંઝરીઆ મુનિવર ધન્ય ધન્ય તુમ અવતાર—એ દેશી ॥

**યોગ દ્રષ્ટિ ચોથી કહીજી ॥ દીપ્રા તિહાં ન ઉત્થાન ॥ પ્રાણાયામ તે ભાવથીજી ॥ દીપપ્રભાસમ જ્ઞાન ॥ મનમોહન જિનજી ॥ મીઠી તાહરી વાણુ ॥ ૧ ॥**

અર્થઃ—હવે દિપ્રા નામે ચોથી દ્રષ્ટિનું સ્વરૂપ કહે છે. ૧ સમાન, ૨ ઉદાન ૩ વ્યાન ૪ અપાન અને ૫ પ્રાણાયામ. આ પાંચ પ્રકારે વાયુ સંબંધી છે તેમાં સમાન તે નાભિ અને હૃદય વચેનો વાયુ, ઉદાન તે હૃદય અને મસ્તક વચેનો વાયુ, વ્યાન તે સર્વ ત્વચાવર્તી વાયુ, અપાન તે અંગવર્તી વાયુ અને પ્રાણાયામ તે શ્વાસોશ્વાસ રૂંધન. એ પ્રમાણે વાયુના પાંચ ભેદ છે. તેમાં રેચક, પૂરક, કુંભક, પવન સાધવાથી પ્રશાંતવાહિતાનો લાભ થાય. એક ક્રિયામાં અપરક્રિયાનો ઉપયોગ તે ઉત્થાન હોય, તે આ દ્રષ્ટિમાં ન હોય યદ્યપિ અહીં ગ્રંથિભેદ થયો નથી, તોપણ પ્રશસ્ત-યોગવંતને ભાવથી પ્રાણાયામ હોય. આ દ્રષ્ટિમાં દીપપ્રભા સમાન બોધ છે, અર્થાત્ તત્વશ્રવણ, શુશ્રુષા અને યમનિયમાદિક ફલવાળો સૂક્ષ્મ બોધ જાણવો. હે! મનના પ્યારા જીનજી! તમારો ઉપદેશ અત્યંત મધુર છે. ॥ ૧ ॥

બાહ્યભાવ રેચક ઇહાંજી ॥ પૂરક અંતરભાવ ॥
કુંભક થિરતા ગુણે કરીજી,પ્રાણાયામ સ્વભાવ ॥
મન૦॥ ૨ ॥

અર્થઃ—બહિરાત્મપ્રવૃત્તિ જે બાહ્યભાવ તેને કાઢવારૂપ રેચકપણું આ દ્રષ્ટિમાં છે. વળી અંતરાત્મવૃત્તિવાળા ગુણો દાખલ કરવા તે પૂરકપણું છે અને પ્રાપ્ત થયેલા ગુણોને

સ્થિર કરવા તે કુંભકપણું છે. એવી રીતે પ્રાણાયામરૂપ આ દૃષ્ટિનો સ્વભાવ છે, અને શ્વાસરૂંધન પ્રાણાયામનો પણ એ ગેરજ સ્વભાવ છે. ॥ ૨ ॥

ધર્મઅર્થે ઇહાં પ્રાણનેજી ॥ છોડે પણ નહીં ધર્મ ॥
પ્રાણઅર્થે સંકટ પડેજી ॥ જુઓ એ દૃષ્ટિનો મર્મ
મન૦॥ ૩ ॥

અર્થઃ—આ દૃષ્ટિમાં વર્તતો પ્રાણી ધર્મઅર્થે પ્રાણને તૃણની પેઠે ત્યાગે પણ પ્રાણત્યાગ રૂપ સંકટ પડે તોપણ ધર્મ તજે નહીં, એવો આ દૃષ્ટિનો મર્મ કે૦ રહસ્ય છે, તે તમે ધ્યાનમાં લ્યો. ॥ ૩ ॥

તત્ત્વશ્રવણ મધુરોદકેજી ॥ ઇહાં હોયે બીજપરોહ ॥
ખારઉદક સમ ભવ ત્યજેજી ॥ ગુરૂભગતિ અદ્રોહ ॥
મન૦॥ ૪ ॥

અર્થઃ—આ દૃષ્ટિમાં સિદ્ધાંતપ્રમુખમાંથી તત્ત્વશ્રવણરૂપ મધુર ઉદકનું સિંચન થવાથી બીજ કે૦ સંસારની અનાશંસા, વિરક્તતા પ્રમુખપરોહ કે૦ અંકુરો પ્રગટ થાવ. વળી ક્ષારઉદક સમાન ભવાભિનંદીપણાનો ત્યાગ થાય; તેમજ ગુરૂભક્તિનો અદ્રોહી થાય અર્થાત્ કરનારો થાય ॥૪॥

સૂક્ષ્મબોધ તોપણ ઇહાંજી ॥સમકિત વિણ નવિ હોય॥
વેદ્ય સંવેદ્ય પદે કહ્યોજી॥ તે ન અવેદ્યે જોય॥મન૦॥૫॥

અર્થ.—યદ્યપિ સૂક્ષ્મબોધ આ દ્રષ્ટિમાં નથી, કારણ કે ગ્રંથિભેદ થયા વિના સમ્યક્ત્વ થાય નહિ, અને સમ્યક્ત્વ વિના સૂક્ષ્મબોધ હોય નહીં, સૂક્ષ્મબોધ તે વેદ્યસંવેદ્ય પદરૂપ સમ્યક્ત્વમાં રહેલ છે તે આ દ્રષ્ટિમાં નથી. અહીં તો અવેદ્ય પદ કેં૦ મિથ્યાત્વ છે. તેથી સૂક્ષ્મબોધ નથી. તે સંબંધી વિસ્તાર યોગદ્રષ્ટિસમુચ્ચય ગ્રંથમાં છે. અહીં સંક્ષેપથી બતાવીએ છીએ.

મિત્રાદિ ચાર દ્રષ્ટિ યદ્યપિ ક્રિયા પ્રમુખવડે સત્સંગતિ આદિ ગુણો તથા ધર્મનાં બીજનો સંગ્રહ કરે, પરંતુ એ ચારે દ્રષ્ટિ એ અવેદ્યપદ છે; અર્થાત્ સૂક્ષ્મ તત્ત્વબોધ નથી. જેમ પક્ષીની છાયા પાણીમાં પડતાં પાણી પણ તેવીજ પ્રવૃત્તિ કરે, તેવી રીતે આ ચાર દ્રષ્ટિમાં પણ તેવીજ પ્રવૃત્તિ હોય પણ સૂક્ષ્મ તત્ત્વબોધ ન હોય. કેમકે હેજુ અવેદ્યપદ કેં૦ અપદ છે. અવેદ્યપદ એટલે જ્યાં અંતરમુહૂર્ત માત્રમાં દર્શનમોહનીયનો ક્ષયોપશમરૂપ ગ્રંથિભેદ કરે એવું આત્માનું પંડિતવીર્ય સ્ફુરે નહીં તે પદ સમજવું.

થિરાદિ ચાર દ્રષ્ટિમાં વેદ્ય સંવેદ્ય પદ છે. વેદ્ય કેં૦ જે સૂક્ષ્મ બોધ સમ્યગ વેદન છે. અહીં મિથ્યાત્વનો ક્ષય થયા છતાં યદ્યપિ છેહી પાપપ્રવૃત્તિ નરકાદિ ગમનરૂપ શ્રેણિકાદિકની પેઠે તપ્તલોહપદસ્પર્શપ્રવૃત્તિ સરખી હોય, પરંતુ તે વેદ્ય સંવેદ્ય પદ સૂક્ષ્મ બોધ સહિત આત્મ પંડિત વીર્યનું સ્ફુરણ મિથ્યાત્વાદિકના ક્ષયથી હોય. ॥ ૫ ॥

વેદ્ય બંધ શિવ હેતુ છેજી ॥ સંવેદન તસ નાણ
નયનિક્ષેપે અતિ ભલુંજી ॥ વેદ્ય સંવેદ્ય પ્રમાણ॥
મન૦ ॥૬॥

અર્થઃ—તેથી વેદ્ય પદનો બંધ તે શિવ કે૦ મોક્ષનો હેતુ છે; સંવેદન પદ તે તેનું જ્ઞાન છે, નૈગમાદિ સપ્તનય, નામાદિ ચાર નિક્ષેપા, સ્યાદસ્તિઆદિ સાત ભંગ તથા ગમા એટલે સરખા પાઠ, ઇત્યાદિકથી અતિ નિર્મળ એવું વેદ્ય સંવેદ્ય પદ પ્રમાણ છે. ॥ ૬ ॥

તે પદ ગ્રંથિ વિભેદથીજી ॥ છેહલી પાપ પ્રવૃત્તિ ॥
તપ્તલોહપદ ધૃતિસમીજી ॥ તિહાં હોય અંત નિવૃત્તિ
॥ મન૦ ॥૭॥

અર્થઃ—તે વેદ્ય સંવેદ્ય પદ, દર્શનમોહના નાશથી ગ્રંથિભેદે ઉપજે, તેથી અનાદિની અતત્ત્વવાસના મટે. સંસારમાં છેલ્લી પાપ પ્રવૃત્તિ, તે અગ્નિથી તપ્ત એવા લોહ ઉપર પગ માંડવાના ધૈર્ય સમાન અનર્થની કરનારી એવી દેખાય, પાપ પ્રવૃત્તિ લાગે, પણ અંતે એ પાપ પ્રવૃત્તિની પણ અહીં નિવૃત્તિ થાય. એ વેદ્ય સંવેદ્ય પદનું લક્ષણ જાણવું. ॥ ૬ ॥

એહ થકી વિપરીત છેજી ॥ પદ તે અવેદ્ય સંવેદ્ય ॥
ભવાભિનંદી જીવનેજી ॥ તે હોય વજ્ર અભેદ્ય ॥
॥ મન૦ ॥૮॥

અર્થઃ—વેદ્ય સંવેદ્ય પદથી વિપરીત લક્ષણવાળું પદ તે અવેદ્ય સંવેદ્ય, તે છતાં મિથ્યાત્વ હોય અને સૂક્ષ્મ બોધ ન હોય. આ ચાર દૃષ્ટિમાં દર્શનમોહનીયનો ક્ષયોપશમ–ગ્રંથિભેદ ન હોય. તેથી ભવાભિનંદી કે૦ સંસારનાં સુખમાં અતિશય રાચનારા પ્રાણીને અવેદ્ય સંવેદ્ય પદ હોય, વજના જેવું એ અભેદ્ય છે અને અનાદિ કાળથી છે. ॥ ૮ ॥

લોભી કૃપણ દયામણોજી ॥ માયી મચ્છર ઠાણ ॥
ભવાભિનંદી ભય ભર્યોજી ॥ અફલ આરંભ અયાણ ॥
॥ મન૦ ॥ ૯ ॥

અર્થઃ—લોભી કે૦ સર્વત્ર યાચક, ધન છતાં અભોગી, કૃપણ કે૦ દ્રવ્યાદિક કોઈને ન આપનાર, તુચ્છ પ્રકૃતિવાળો, દયામણો કે૦ સર્વનું અહિત ઈચ્છનાર, માયી કે૦ કપટી, ગુપ્ત સ્વાર્થસાધક, મચ્છર કે૦ પરસુખે દુઃખી, ભવાભિનંદી કે૦ સંસારમાં આનંદ માનનાર ભયભર્યો કે૦ સહુથી ભય પામતો અને અયાણ કે૦ અજ્ઞાન. આ આઠ દોષવાળા અર્થાત્ આ આઠ દોષ જેનામાં વિદ્યમાન છે તે પ્રાણી ધર્મનો આરંભ કરે, તે જો કે સત્ય હોય તોપણ કુશલાદેવીની પેઠે તેનો પ્રયાસ નિષ્ફળ થાય. ॥ ૯ ॥

એના અવગુણવંતનુંજી ॥ પદ છે અવેદ્ય કઠોર ॥
સાધુસંગ આગમતણોજી ॥ તે જીત્યો ધુર ઘોર ॥
॥ મન૦ ॥ ૧૦ ॥

અર્થઃ—પૂર્વોક્ત દોષવાળાને અવેદ્ય પદ કઠોર કે૦ બહુજ આકરૂં હોય છે, તેથી તે પ્રાણીને ગ્રંથિભેદ ન થાય, ત્યાંસુધી તેને સૂક્ષ્મબોધ પણ ન થાય, પરંતુ સાધુનો સંગ અને સિદ્ધાંતનું શ્રવણ, આ બે હેતુ મળવાથી તે ધુર કે૦ પ્રથમ, ઘોર કે૦ મહામોહનીય, તેને જીતે-તેની ઉપર જય મેળવે. ॥ ૧૦ ॥

તે જિતે સહજે ટળેજી ॥ વિષમ કુતર્ક પ્રકાર ॥
દૂર નિકટ હાથી હણેજી ॥ જેમ બે બઠર વિચાર
॥ મન૦ ॥ ૧૧ ॥

અર્થઃ—તે મોહનીયને જીતવાથી વિષમ કે૦ આકરા મોટા તત્ત્વના વિચારરૂપ કુતર્ક સહેજે ટળી જાય. જેમ બે બઠર કે અજ્ઞાની મૂર્ખ હતા, તેઓને હાથી ઉપર બેઠેલા માવતે કહ્યું કે 'તમે દૂર રહો, નહિંતો હાથી તમને મારી નાંખશે.' તે સાંભળી તે બંને બઠરે વિચાર કર્યો કે 'હાથી પ્રાપ્ત થયેલાને હણે છે કે અપ્રાપ્તને હણે છે? જો પ્રાપ્તને હણે છે તો માવતને હણે અને અપ્રાપ્તને હણે

તો સામા આવનારને હણે છે.' એવો વિચાર કરે છે, તેટલામાં હાથી આવ્યો અને તે બંનેને હણી નાંખ્યા. આવા કુતર્કવાળા વિચાર સહેજે ટળી જાય. ॥ ૧૧ ॥

હું પામ્યો સંશય નહીંજી ॥ મૂરખ કરે એ વિચાર ॥
આળસુઆ ગુરૂ શિષ્યનોજી ॥ તે તો વચન પ્રકાર ॥
॥ મન૦ ॥ ૧૨ ॥

અર્થઃ—હું તત્વજ્ઞાન પામ્યો છું, તેમાં કાંઇ સંશય નથી, એવો વિચાર મૂર્ખ હોય તે કરે. જેમ આળસુ ગુરૂ અને આળસુ શિષ્ય બંનેને પરસ્પર અનેક વચનના વાદ થતાં સ્વાધ્યાયમાં આવી શકયા નહીં, તેની પેઠે તે બાબત સમજવી ॥ ૧૨ ॥

ધી જે તે પતિઆવવુંજી ॥ આપમતે અનુમાન ॥
આગમ ને અનુમાનથીજી ॥ સાચું લહે સુજાન ॥
॥ મન૦ ॥ ૧૩ ॥

અર્થઃ—તેથી જે પ્રાણી ધી કે૦ પોતાની બુદ્ધિએ પતિઆવવું કે૦ પ્રત્યય ઉપજાવે, અર્થાત્ પોતાના અનુમાન પ્રમાણે પોતાની મતિપૂર્વક નિશ્ચય કરે તે કાંઇપણ તત્ત્વ ન પામે; અને જે આગમપ્રમાણથી પ્રવીણ ગુરૂના અભિપ્રાય પ્રમાણે પ્રત્યય ઉપજાવે કે૦ નિશ્ચય કરે, તેજ સાચું સુજ્ઞાન કે૦ ઉત્તમ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરે. ॥ ૧૩ ॥

નહી સર્વજ્ઞ જુજુઆજી ॥ તેહના જે વળી દાસ ॥
ભગતિ દેવની પણ કહીજી ॥ ચિત્ર અચિત્ર પ્રકાશ ॥
॥ મન૦ ॥ ૧૪ ॥

અર્થઃ—વળી તે વિચાર કરે કે સર્વજ્ઞ વીતરાગ દેવ જુદા જુદા હોતા નથી, તેઓ અવિતથ્યવાદી છે. તેમના જેઓ દાસ કે૦ સર્વજ્ઞશાસનના આરાધનારા છે તેઓને તે દેવની ભક્તિ પણ કહી છે. તેમાં એક ચિત્રભક્તિ બીજી અચિત્રભક્તિ એમ બંનેના પણ અનેક પ્રકાર છે. ॥ ૧૪ ॥

દેવ સંસારી અનેક છેજી ॥ તેહની ભક્તિ વિચિત્ર ॥
એક રાગ પર દ્વેષથીજી ॥ એક મુગતિની અચિત્ર ॥
॥ મન૦ ॥ ૧૫ ॥

અર્થઃ—જે વીતરાગ ભાવ પામ્યા નથી અને સંસારમાં દેવ નામ ધરાવે છે, એવા અનેક દેવો છે, અને તેમની ભક્તિ વિચિત્ર કે૦ અનેક પ્રકારની છે. એક રાગથી ભક્તિ, બીજી દ્વેષથી ભક્તિ; તેવી સર્વ વિચિત્ર ભક્તિ સમજવી. અને એક કેવલ વીતરાગની ભક્તિ તે મુક્તિ નિમિત્ત હોય અને તે અચિત્ર ભક્તિ કહેવાય. ॥ ૧૫ ॥

ઇંદ્રિયાર્થ ગત બુદ્ધિ છેજી ॥ જ્ઞાન છે આગમહેત ॥
અસંમોહ શુભ કૃતિ ગુણેજી ॥ તેણે ફળ ભેદ સંકેત ॥
॥ મન૦ ॥ ૧૬ ॥

અર્થઃ—એ રીતે ભક્તિ બે પ્રકારની છે. તેના ફળ ભેદ અનેક તરેહના છે. જેમકે કોઈ પ્રાણીની બુદ્ધિ ઇંદ્રિયના વિષયોમાંજ પહોંચે છે. કોઇની બુદ્ધિ જ્ઞાનપ્રાપ્તિ માટે આગમમાં પ્રવેશ કરવા નિમિત્તે થાય છે, કોઇને અસંમોહ પણ થાય છે અને તેથી તે શુભ કૃતિરૂપ ગુણો પ્રાપ્ત કરે છે. એવા અનેક પ્રકારે ફળભેદના પણ બહુ સંકેતો છે.॥૧૬॥

આદર કિરિઆ રીત ઘણી જી, વિઘન ટળે મિલે લચ્છિ ॥
જિજ્ઞાસા બુધસેવનાજી ॥ શુભકૃતિ ચિન્હ પ્રત્યચ્છિ ॥

॥ સન૦ ॥ ૧૭ ॥

અર્થઃ—શુભકૃતિ ગુણોનું સ્વરૂપ કહે છે. વિધિપૂર્વક ક્રિયામાં અત્યંત પ્રીતિ ઉપજે, શુદ્ધ ક્રિયામાં અતિ ઉદ્યોગ હોય, હર્ષ પણ ઘણો હોય. તેવા વર્તનથી કર્માવરણનાં વિઘ્નો ટળે અને અક્ષય ભાવી મોક્ષરૂપ લક્ષ્મી મળે. વળી તત્ત્વજ્ઞાન જાણવાની જીજ્ઞાસા થાય, બુદ્ધ કે૦ જ્ઞાની પુરૂષના ચરણની સેવા કરવાની ઈચ્છા થાય, ઇત્યાદિ શુભ કૃતિનાં ચિન્હો પ્રત્યક્ષ જાણવાં. ॥ ૧૭ ॥

બુદ્ધિક્રિયા ભવફલ દીએજી ॥ જ્ઞાનક્રિયા શિવઅંગ ॥
અસંમોહકિરિઆ દિયેજી ॥ શીઘ્ર મુગતિફલ ચંગ ॥

॥ મન૦ ॥ ૧૮ ॥

અર્થઃ—તેનાં ફળ કહે છે. ઇંદ્રિયાર્થજન બુદ્ધિવાળી ક્રિયા ભવ કે૦ સંસાર ફળ આપે છે. જ્ઞાનક્રિયા મોક્ષનું અંગ છે. તે જ્ઞાનપૂર્વક અસંમોહ ક્રિયારૂપ ચારિત્ર શીઘ્ર કે૦ તત્કાલ ચંગ કે૦ મનોહર મુક્તિના ફલ આપે છે. ૧૧૮॥

યતઃ—ज्ञानस्य फलं विरतिर्विरतिफलं [illegible]॥
संवरफलं क्रियानिवृत्तिः क्रियानिवृत्तेर्[illegible]॥१॥

અર્થઃ—જ્ઞાનનું ફળ વિરતિ છે. વિરતિનું ફળ સંવરવાળો બોધ છે, સંવરનું ફળ આશ્રવથી નિવૃત્ત થવું તે છે અને ક્રિયાથી નિવૃત્તિ તે અયોગીપણું-મોક્ષ આપે છે. સંવરનો ઉદ્બોધ ૭ માથી ૧૩ મા સુધી હોય છે. ક્રિયાનિવૃત્તિ ૧૩ માને અંતે યોગનિરોધ રૂપ હોય છે.

પુદ્ગલરચના કારમીજી॥ તિહાં જસચિત્ત ન લીન ॥
એહ માર્ગ તે શિવતણોજી ॥ ભેદ લહે જગદીન ॥
॥ ધન૦ ॥ ૧૯ ॥

અર્થઃ—જ્યાં સમસ્ત પુદ્ગલ રચના કારમી નિર્માલ્ય જાણી, અર્થાત્ જગતને બાલકે ધુલિઘર જેવું અસાર જાણી, તેમાં ...

અર્થાત્ તેમાં આસકત ન થાય, તેજ એક મોક્ષનો માર્ગ છે. તે માર્ગમાં જે પ્રાણી ભેદ માને તે પ્રાણી જગતમાં દીન કે૦ દુઃખી જાણવો.

શિષ્યભણી જિનદેશનાજી, કહે જનપરિણતિ ભિન્ન॥
કહે મુનિની નય દેશનાજી, પરમારથથી અભિન્ન ॥
॥ મન૦ ॥ ૨૦ ॥

અર્થઃ—વીતરાગની દેશના, ગણધર પ્રમુખ શિષ્ય તથા તીર્થસ્થાપનાદિ કાર્ય માટે હોય છે. તે દેશના સર્વ મનુષ્ય સાંભળે સાંભળનારાની પરિણુતિ પણ ભિન્ન ભિન્ન હોય, મુનિરાજની દેશના પણ નયે નયે ભિન્ન ભિન્ન હોય, દેશના આપનારની પરિણુતિ પણ ભિન્ન ભિન્ન હોય, પરંતુ તેઓ સર્વ પરમાર્થે-સ્યાદ્વાદ મુદ્રાએ અભિન્ન જાણવા. ॥ ૨૦ ॥

શબ્દ ભેદ ઝઘડો કિસ્યોજી ॥ પરમારથ જો એક ॥
કહો ગંગા કહો સુરનદીજી ॥ વસ્તુ ફરે નહીં છેક ॥
॥ મન૦ ॥ ૨૧ ॥

અર્થઃ—શબ્દભેદમાં પણ કાંઇ ઝઘડો કે૦ વિવાદ કરવા યોગ્ય નથી. જો પરમાર્થ એક હોય તો વાદ શેનો

હોય ? જેમ કોઈ ગંગાને સુરનદી કહે, કોઇ જાન્હવી કહે, તેમ જુદા પર્યાય નામ દેવાથી વસ્તુમાં જરા ફેર પડે નહીં. ॥ ૨૧ ॥

ધર્મ ક્ષમાદિક પણ મિટેજી ॥ પ્રગટે ધર્મસંન્યાસ ॥
તો ઝઘડા ઝોટા તણોજી ॥ મુનિને કવણ અભ્યાસ ॥
॥ મન૦ ॥ ૨૨ ॥

અર્થઃ—આ દ્રષ્ટિમાં ક્ષમાદિ ધર્મ મટે એટલે ક્ષયોપશમ ભાવના ન રહે. અને માત્ર ધર્મસંન્યાસ પ્રગટે. ધર્મસંન્યાસ સામગ્રી તે દ્રવ્યયોગનુંજ ઘર છે. તે અશઠ, પંડિત( સદસદ્ વિષે કબુદ્ધિમાન્ ) તથા અમાયીનેજ હોય અને એવા મુનિને ઝઘડા પ્રમુખનો અભ્યાસ નજ હોય. ॥ ૨૨ ॥

અભિનિવેશ સઘળો ત્યજીજી ॥ ચાર લહી જેણે દ્રષ્ટિ
તે લેશે હવે પંચમીજી ॥ સુયશ અમૃત ઘનવૃષ્ટિ ॥
॥ મન૦ ॥ ૨૩ ॥

અર્થઃ—અભિનિવેશ કે૦ કદાગ્રહ, માત્સર્ય ઇત્યાદિ સર્વ દોષ તજીને જેણે પૂર્વોક્ત ચાર દ્રષ્ટિઓ પ્રાપ્ત કરી હોય તે પ્રાણી પાંચમી થિરાદ્રષ્ટિ પામે. તે દ્રષ્ટિ કેવી છે ? સર્વ દિશાએ પ્રવર્ત્તનારા ઉત્તમ યશરૂપ અમૃતને વધારવાને

ઘન કે૦ રોધની વૃષ્ટિ સમાન છે. ગૌતમસ્વામીએ કરાવેલા પન્નરસે તાપસના પારણાની પેઠે વૃદ્ધિ કરનારી છે. આ ચાર દ્રષ્ટિમાં ગ્રંથિભેદ ન હોય, પરંતુ સત્સંગતિ અને સદાચાર પ્રવૃત્તિ હોય. ॥ ૨૩ ॥ ઇતિ દીપ્રા દ્રષ્ટિ વિચાર.

અહીં ચોથી દ્રષ્ટિમાં હજુ સમ્યક્ત્વની સર્વાંશે પ્રાપ્તિ થઇ નથી છતાં જ્યારે કલહ કંકાસને અવકાશ નથી ત્યારે આજે ૪-૫-૬ઠે ગુણઠાણે વર્તવા ઇચ્છનારામાં કેવી સ્થિતિ ઘટે તે વિચારવાનું છે.

---

## ઢાળ પાંચમી

( ધન ધન સંપ્રતિ સાચો રાજા ) એ દેશી.

દ્રષ્ટિ થિરા માંહે દર્શન નિત્યે,રતનપ્રભાસમ જાણીરે;
ભ્રાંતિ નહિ વળી બોધ તે સુક્ષમ, પ્રત્યાહાર વખાણીરે. ॥ ૧ ॥

એ ગુણ વીરતણા ન વિસારૂં, સંભારૂં દિનરાતરે;
પશુ ટાળી સુરરૂપ કરે જે, સમકિતને અવદાતરે. એ ગુણ૦ ॥ ૨ ॥

અર્થઃ—હવે પાંચમી થિરાદ્રષ્ટિ કહે છે. થિરાદ્રષ્ટિમાં ગ્રંથિભેદ થવાથી સમ્યગ્દર્શન નિત્ય હોય. બોધ તે રત્નની કાન્તિ સમાન હોય. ભ્રાન્તિ લેશમાત્ર ન હોય. તત્ત્વાર્થ રૂપ સૂક્ષ્મબોધનું યથાર્થ જ્ઞાન હોય; અજ્ઞાન અને મિથ્યાત્વનાં પુદ્ગલો ન છેદાતા હોય તે છેદાય. સરળ બુદ્ધિ હોય, સર્વ ઇંદ્રિયાર્થ વિષયોના રૂંધનરૂપ પ્રત્યાહાર પ્રગટ થાય. ૧ આવો મોટો શ્રી મહાવીરસ્વામીનો ગુણ હું ચિત્તથી વિસારૂં નહીં, દિનરાત નિરંતર સંભારૂં; કારણ કે મારા ઇંદ્રિયાર્થ ગુણો વિષયાર્થ હતા, હું પશુપ્રાય હતો, તેને ટાલીને સુરરૂપ કે૦ તત્ત્વબોધવંત કર્યો. દર્શનમોહના વિનાશથી સમ્યક્ત્વ ગુણ પ્રગટ થયો. ॥ ૨ ॥

બાલ ધુલિઘર લીલા સરખી, ભવચેષ્ટા ઇહાં ભાસેરે;
રિદ્ધિ સિદ્ધિ સવિ ઘટમાં પેસે, અષ્ટમહાસિદ્ધિ પાસેરે. એ ગુણ૦ ૩

અર્થઃ—જેમ બાળકોએ કરેલી ધુલિના ગૃહની લીલા પરમાર્થે ગૃહરૂપ સત્ય નથી, તેમ આ દ્રષ્ટિમાં વર્તતા પ્રાણીને સંસારની સર્વ ચેષ્ટા, પુદ્ગલ વિલાસ તેવાજ ભાસે છે, અર્થાત્ સત્ય લાગતા નથી. આવી રીતે સંસારની અનિત્યતા જાણવાથી અંતરંગની સર્વ સિદ્ધિ તેના ઘટમાં જ પ્રગટ થાય. સંતોષરૂપ મહાસુખોત્પાદક ગુણ પ્રગટે. અષ્ટ-

મહાસિદ્ધિ તેની પાસે જ રહે. સમસ્ત લબ્ધિની સિદ્ધિ તે યોગરૂપ કલ્પવૃક્ષનાં કુસુમ છે એમ માને. ॥ ૩ ॥

અહીં અષ્ટમહાસિદ્ધિનું વર્ણન કરે છે. ૧ મહિમા કે૦ શરીરાદિકને મેરૂપર્વત કરતાં પણ મોટાં કરવાની શક્તિ. ૨, લઘિમા કે૦ શરીરાદિકને વાયુ કરતાં પણ લઘુ (હલકું) કરવાની શક્તિ. ૩ ગરિમા કે૦ તેઓને વજ્રથકી પણ અત્યંત ભારે કરવાની શક્તિ. ૪ પ્રાપ્તિ કે૦ ભૂમિએ રહ્યા છતાં અંગુલને મેરૂના શિખરે પહોંચાડવાની શક્તિ. ૫ પ્રાકામ્ય કે૦ પાણીને વિષે પણ પૃથ્વીની પેઠે ગમનાદિ કરવાની શક્તિ. ૬ ઈશિતા કે૦ ત્રૈલોક્ય ઋદ્ધિકરણ તથા તીર્થંકરાદિ ઋદ્ધિ વિકુર્વણશક્તિ. ૭ વશિતા કે૦ સર્વ જીવને વશ કરવાની શક્તિ. ૮ અપ્રતિઘાત કે૦ પર્વતમાં પણ પ્રવેશ કરવાની શક્તિ. વળી તે ઉપરાંત અંતર્ધ્યાન, અદૃશ્યકરણ, નાનારૂપ કરણ ઈત્યાદિ અનેક ચમત્કારિક શક્તિ પ્રગટ થાય.

વિષયવિકારે ન ઇંદ્રિય જોડે, તે ઇહાં પ્રત્યાહારોરે;
કેવળ જ્યોતિ તે તત્વ પ્રકાશે, શેષ ઉપાય અસારોરે.
એ ગુણ૦ ૪

અર્થઃ—શબ્દાદિ ત્રેવીશ વિષયના બસે બાવન વિકારોમાં ઇંદ્રિયોને જોડે નહીં, અર્થાત્ આસક્ત ન કરે, તે રૂપ જે પ્રત્યાહાર ગુણ તે આ દ્રષ્ટિમાં ઉપજે. તે પ્રાણીની

જ્યોતિ માત્ર તત્ત્વરહસ્યનેજ પ્રકાશ કરે, અર્થાત્ તે તત્ત્વજ્ઞાનને જ સારરૂપ માને અને સંસારના બીજા સર્વ ઉપાય કે૦ પ્રપંચને અસાર માને. ॥ ૪ ॥

શીતળ ચંદનથી પણ ઉપન્યો, અગ્નિ દહે જેમ વનનેરે;
ધર્મજનિત પણ ભોગ ઇહાં તેમ, લાગે અનિષ્ટ તે મનનેરે. એ ગુણ૦ ૫

અર્થઃ—તે ઉપર દ્રષ્ટાંત કહે છે. જેમ બાવનાચંદન અત્યંત શીતળ છતાં તેમાંથી ઉત્પન્ન થએલો અગ્નિ પણ વનના સર્વ વૃક્ષને બાળે છે, તેમ ન્યાયસંપન્ન વૈભવથી તથા એકપત્નીવ્રતાદિકથી ગૃહસ્થધર્મની સેવના કરે છે, તોપણ તે પ્રાણીને તે ભોગાદિકની સેવના મનમા અનિષ્ટ લાગે, અવસર પ્રાપ્ત થતાં ભોગાદિકનો ત્યાગ કરવામાં લેશમાત્ર વાર લગાડે નહીં, ગૃહસ્થાવાસને પાશ સમાન માને. ॥ ૫ ॥

અંશે હોય ઇહાં અવિનાશી, પુદ્ગલ જાળ તમાસીરે;
ચિદાનંદ ઘન સુયશ વિલાસી, કેમ હોય જગનો આશીરે. એ ગુણ૦ ૬

અર્થ—આ દ્રષ્ટિમાં અંશે કે૦ થોડે ભાગે અવિનાશી થાય. જેમ જેમ આશ્રવના હેતુ ન્યૂન થાય, તે તેમ આત્મા નિરાવરણી થાય. પુદ્ગલની સર્વ રચનાને બા-

છીગરની બાજી જેવી જાણે, તે પ્રાણી જ્ઞાનનો જે આનંદ તેના સમૂહને ગ્રાસ કરાવનારો. ઉત્તમ યશ તેના વિલાસમાં રમણ કરનારો થાય, અને તેથી ત્રણ ભુવનરૂપ જગતમાં કોઈપણ વસ્તુની તેને આશા ન હોય; માત્ર સહજ સ્વરૂપનો વિલાસી હોય. ॥ ૫ ॥

દર્શનમોહનીના ક્ષયોપશમે વા ઉપશમે આ દ્રષ્ટિ હોય.

---

## ઢાળ છઠ્ઠી [1]

(બોલીડા હંસા રે વિષય ન રાચીયે)—એ દેશી.

**અચપલ રોગ રહિત નિઠુર નહિ, અલ્પ હોય દોય નીતિ;**
**ગંધ તે સારોરે કાન્તિ પ્રસન્નતા, સુસ્વર પ્રમુખ પ્રતીતિ.**
**॥ ધન ધન સાસન શ્રી જિનવરતણું. ૧ ॥**

અર્થ—વળી તે પ્રાણી ઇંદ્રિયાર્થના ચપળપણા રહિત હોય. સમ્યક્ત્વથી તેનું ચિત્ત સ્થિર હોય. વળી રોગ રહિત શરીર હોય, તેનું હૃદય કઠણ ન હોય, પરંતુ કોમળ હોય. લઘુનીતિ તથા વડીનીતિ બન્ને શરીરમાં અલ્પ

---

૧ આ છઠ્ઠી ઢાળમાં પ્રથમની ૪ ગાથામાં થિરાદૃષ્ટિનો જ વિચાર છે.

હોય, શરીરનો મેલ સુરભિવંત હોય, શરીરની કાન્તિ પણ સુંદર હોય, વચન પણ પ્રસન્નતાવાળાં હોય, મધુર સ્વર હોય. એ પ્રમાણે આ દ્રષ્ટિમા પ્રવર્તન હોય. ૧ એવું શ્રી વીતરાગનું શાસન કે૦ આજ્ઞારૂપ પ્રવચન તે ધન્ય કે૦ પ્રસંશનીય છે.

**ધીર પ્રભાવીરે આગળ યોગથી, મિત્રાદિક યુત ચિત્ત;**
**લાભ ઇષ્ટનોરે દ્વંદ્વ અધૃષ્યતા, જનપ્રિયતા હોય નિત્ય. ॥ ધન૦ ૨ ॥**

અર્થ—આગલે કાળે યોગથી ધૈર્યતાનો ગુણ વિશેષ રીતે પ્રગટે. જેમ અપ્રમત્તતા વધે તેમ યોગ પ્રાપ્ત થાય. ૧. મૈત્રી, ૨. પ્રમોદ, ૩. કારૂણ્ય, ૪. માધ્યસ્થ; આ ચાર ભાવનાયુક્ત ચિત્ત થાય. ઇષ્ટ જે જ્ઞાનાદિ તેનો લાભ થાય. દ્વંદ્વ અધૃષ્યતા કે૦ એકત્વપણું, અસહાયીપણું વાંછે. જનપ્રિય કે૦ લોકપ્રિયપણું નિરંતર હોય. મૈત્રી પ્રમુખ ચાર ભાવના ધર્મધ્યાનની પુષ્ટિ કરે છે તે અહીં હોય. યદ્યપિ ધ્યાનની એકાગ્રતા મુહૂર્તમાત્ર હોય છે, પરંતુ ધ્યાનની ભાવના બહુ કાળ સુધી રહે છે. વળી બહુ કાળ સુધી જ્ઞાનનું ચિંતવન તે પણ ધર્મધ્યાન કહેવાય છે. અને મૈત્રી પ્રમુખ ભાવના તે ધર્મધ્યાનનું રસાયણ છે. જેમ રસાયણથી જર્જરિત શરીર દ્રઢ થાય જેમ ભાવનારૂપ રસા-

ગુણથી ધ્યાન દ્રઢ થાય. ભાવનાનું વિશેષ સ્વરૂપ ભવભાવના, યોગશાસ્ત્ર પ્રમુખ ગ્રંથથી જાણવું. ॥ ૨ ॥

નાશ દોષનોરે તૃપતિ પરમ લહે, સમતા ઉચિત સંયોગ;
નાશ વયરનોરે બુદ્ધિ ઋતંભરા, એ નિષ્પન્નહ યોગ.
॥ ધન૦ ૩ ॥

અર્થઃ—ક્ષુદ્રાદિ આઠ દોષનો તથા રાગ, દ્વેષ, કામ, ક્રોધ, મદ, હર્ષ-તેનો નાશ કરે. વળી અતત્ત્વ બુદ્ધિને તજવાથી પ્રકૃષ્ટ રૂચિમાર્ગે તત્ત્વશ્રદ્ધાનાદિકમાં તૃપ્તિ પામે. કૃતાપરાધજન ઉપર પણ ક્રોધની મંદતા હોય અને તેનું પ્રતિકૂલ ન ચિંતવે, સમતાભાવ હોય, તત્ત્વમાર્ગ રૂપ ધર્મવ્યાપારનો સંયોગી હોય, વેર વિરોધનો નાશ કરનાર હોય, પાપપ્રવૃત્તિ થઇ જતાં પશ્ચાતાપ કરે. તેની બુદ્ધિ એવી હોય કે ઋતંભરાકેં૦ સેંકડો મનુષ્યોની આજીવિકાને લાભકારી થાય, ઇત્યાદિ યોગ આઠ દોષ જવાથી સ્વાભાવિક રીતે ઉપજે. ॥ ૩ ॥

ચિન્હ યોગનારે જે પરગ્રંથમાં, યોગાચારય દિઠ્ઠ;
પંચમ દ્રષ્ટિ થકી તે જોડીએ, એહવા તેહ ગરિઠ્ઠ.
॥ ધન૦ ૪ ॥

અર્થઃ—વળી યોગના ચિન્હ કે૦ લક્ષણો બ્રહ્મચર્યાદિ, કૃતપ્રતિજ્ઞા નિર્વાહ, અપાય નિરાકરણાદિ જે. પાતંજલાદિ

યોગાચાર્યે સર્વાંગે દીઠા છે, તે સર્વ પંચમ દ્રષ્ટિથી હોય, અર્થાત્ પૂર્વની ચાર દ્રષ્ટિથી અધિક ગુણોયુક્ત ગરિષ્ટ બુદ્ધિ હોય. તેજ કારણથી મોહનો ક્ષયોપશમ જે ગ્રંથિભેદ તે અહીં ચોકસ કહ્યો છે. ઇતિ થિરા દ્રષ્ટિ વિચાર. ॥ ૪ ॥

છઠ્ઠી દિઠ્ઠીરે હવે કાંતા કહું, તિહાં તારાભ પ્રકાશ;
તત્વ મિમાંસારે દ્રઢ હોયે ધારણા, નહી અન્ય શ્રુતનો
॥ સંવાસ. ધન૦ ૫ ॥

અર્થઃ—હવે છઠ્ઠી કાંતા નામા દ્રષ્ટિ કહીએ છીએ. આ દ્રષ્ટિમાં આકાશના તારા સરખો તત્ત્વજ્ઞાનનો પ્રકાશ હોય. જેમ તારાનો અભાવ થતો નથી, તેમ તે જ્ઞાનનો અભાવ થતો નથી. તત્ત્વનીજ વિચારણા હોય. તત્ત્વ ઉપર દ્રઢ કે૦ નિબિડ ધારણા હોય, મિથ્યાત્વપ્રણીત શ્રુતશાસ્ત્રની લેશ માત્ર વાસના ન હોય. ॥ ૫ ॥

મન મહિલાનુંરે વાહલા ઉપરે, બીજાં કામ કરંત;
તેમ શ્રુત ધર્મેરે એહમાં મન ધરે, જ્ઞાનાક્ષેપકવંત.
॥ ધન૦ ૬ ॥

અર્થઃ—જેમ પ્રતિવ્રતા સ્ત્રીનું મન પોતાના વહાલા સ્વામી ઉપર સર્વ કામ ઘરનાં કરતાં છતાં જોડાયેલું

હોય, તેમ કાંતા દ્રષ્ટિવાળો પ્રાણી જો કે સંસારમાં રહ્યો થકો સર્વ કાર્ય કરે. તો પણ તેનુ મન તો અર્હંતપ્રણીત ધર્મમાંજ જોડાયેલું હોય. સંસારના કાર્યો ઉપર આસક્તિ ન હોય અને તે સમ્યગ્જ્ઞાનનોજ આક્ષેપક કે૦ આદરવાવાળો હોય ॥ ૬ ॥

એહવે જ્ઞાને રે વિઘન નિવારણ, ભોગ નહિ ભવહેત; નવી ગુણ દોષ ન વિષય સ્વરૂપથી, મન ગુણ અવગુણ ખેત. ॥ ધન૦ ૭ ॥

અર્થઃ—એવા જ્ઞાનથી ધર્મનાં વિઘ્નકારક કારણોનું નિવારણ કરે. વળી અભયકુમારની પેઠે પરને શાસનપ્રભાવનાદિ કારણો મેળવી આપે. તે પ્રાણી યદ્યપિ ભોગાદિ ભોગવે છે તથાપિ તે તેને સંસારના હેતુ થતાં નથી. કારણ કે તે પ્રાણીની નિરંતર એવી વિચારણા હોયછે કે સંસારના વિષયો સ્વરૂપે ગુણરૂપ નથી, તેમ દોષરૂપ પણ નથી, તે વિષયાદિકને વિષે મન જોડવું તેજ ગુણ અથવા અવગુણનું ક્ષેત્ર છે. એમ જાણી તેમાં મનને પરોવેજ નહીં.॥ ૭ ॥

માયા પાણીરે જાણી તેહને, લંઘી જાય અડોલ સાચું જાણીરે તે બીતો રહે, ન ચાલે ડામાડોલ. ॥ ધન૦ ૮ ॥

અર્થઃ—તે પ્રાણી માયારૂપ પાણીના વિવિધ તરંગના વિલાસ દેખીને તેને–માયાને ઓળંઘી જાય, અર્થાત્ તેમાં પ્રવેશ કરે નહીં. વળી સમ્યગ્જ્ઞાન તથા શ્રદ્ધાએ તે પ્રાણી અડોલ હોવાથી ભવપ્રપંચમાં ફસાય નહીં. આત્મસ્વરૂપનું જ્ઞાન સાચું થવાથી ભવપ્રપંચથી બીતો રહે. સંસારમાં અવિદ્યાના માયાયુક્ત પ્રપંચોથી ક્ષોભ પામે નહીં. આંબડ પરિવ્રાજક અને સુલસાના દ્રષ્ટાંતની પેઠેધર્મથી ચળે નહીં. ॥ ૮ ॥

ભોગતત્ત્વનેરે એ ભય નવિ ટળે, જુઠા જાણેરે ભોગ;
તે એ દ્રષ્ટિરે ભવસાયર તરે, લહે વળી સુયશ સંયોગ. ॥ધ્ર૦ ૯॥

અર્થ—જે સંસારના ભોગને તાત્વિક જાણે તેને સંસારના ભય ટળે નહીં, એવો દ્રઢ નિશ્ચય થવાથી ઇંદ્રિયોના ભોગને જુઠા કે૦ માઠા જાણે છે. એવા સંસારના ભોગથી પ્રપંચ વધે છે પરંતુ મોક્ષપંથ મળતો નથી, એવું જે પ્રાણી જાણે છે તે પ્રાણી આ દ્રષ્ટિમાં વર્તતો થકો ભવસમુદ્રનો પાર પામે, અર્થાત્ કર્મરહિત થઈ, સુયશ મેળવી આત્માના અક્ષય સુખના વિલાસનો સંયોગ પ્રાપ્ત કરે. ॥ ૯ ॥ ઇતિ છઠ્ઠી કાંતા દ્રષ્ટિવિચાર.

## ॥ ઢાલ સાતમી ॥

( એ છિંડી કિહાં રાખી )—એ દેશી.

અર્કપ્રભાસમ બોધ પ્રભામાં, ધ્યાનપ્રિયા એ દિટ્ઠી;
તત્ત્વતણી પ્રતિપત્તિ ઇહાં વળી, રોગ નહીં સુખપુટ્ઠીરે.
॥ ભવિકા, વીર વચન ચિત્ત ધરીએ. ૧ ॥

અર્થઃ—હવે પ્રભા નામા સાતમી દ્રષ્ટિ કહીએ છીએ. આ દ્રષ્ટિમાં બોધનો પ્રકાશ સૂર્યની પ્રભા સરખો હોય, અર્થાત્ અર્કપ્રભા કે૦ સૂર્યનો પ્રકાશ જેમ અંધકારનો નાશ કરે, તેમ આ દ્રષ્ટિવંત પ્રાણી અજ્ઞાનનો નાશ કરે. પ્રશાંતવાહિતાદિ ગુણો જે કાયરોને દુર્ઘર છે, તે આ દ્રષ્ટિવંતને હોય. આ દ્રષ્ટિમાં ધ્યાન પ્રિય હોય. આ દ્રષ્ટિ ધ્યાનપ્રિયા હોવાથી તે પ્રાણી ધ્યાનમાં જ વર્ત્તતા રહે. તત્ત્વની પ્રતિપત્તિ કે૦ ચારિત્રાદિક રત્નત્રયની આદરણા હોય. બાહ્ય અભ્યંતર શરીરના રોગ, ઉપાધિ કે અસમાધિ તેને ન હોય અને સુખની પુષ્ટિ હોય. અહો ભવ્યો! એવા શ્રી વીરપ્રભુના વચનને મનમાં તત્ત્વપણે ગ્રહણ કરો. ॥ ૧ ॥

સઘળું પરવશ તે દુઃખલક્ષણ, નિજવશ તે સુખ લહીએ;
એ દ્રષ્ટે આતમગુણ પ્રગટે, કહો સુખ તે કુણ કહિએરે.
॥ ભવિ૦ ૨ ॥

અર્થઃ—જે પરપુદ્‍ગલાદિકને વશવર્તીપણું તેજ દુઃખનું લક્ષણ છે, અને પોતાના આત્મસ્વભાવમાં જ વર્તવું તે સુખનું લક્ષણ છે. એવી રીતે આ દ્રષ્ટિમાં આત્મગુણથી પરમાનંદ સુખ પ્રગટ થાય. તે સુખનાં સ્વરૂપને જ્ઞાની વિના બીજો કોણ કહી શકે? અર્થાત્ બીજાથી કહી શકાય નહી. ॥ ૨ ॥

નાગરસુખ પામર નવ જાણે, વલ્લભસુખ ન કુમારી;
અનુભવવિણ તેમ ધ્યાનતણું સુખ, કોણ જાણે નર નારીરે. ॥ ભવિ૦ ૩ ॥

અર્થઃ—જેમ નગરના રહેનારા ચતુર પુરૂષોના સુખનો વિલાસ ગામડાનો રહેનાર પામર કે૦ ગરીબ જાણી શકે નહીં, તથા જેમ કુંવારી કન્યા સુંદર ભર્ત્તારસુકત વલ્લભાના સુખને જાણી શકે નહીં, તેમ આત્માના અનુભવજ્ઞાન વિના ધ્યાનનું સુખ બહિરાત્મા એવા સ્ત્રી અથવા પુરૂષ કોણ જાણી શકે? અર્થાત્ જાણી શકે નહીં. ॥ ૧ ॥

એહ દ્રષ્ટિમાં નિર્મળ બોધે, ધ્યાન સદા હોય સાચું:
દૂષણ રહિત નિરંતર જ્યોતિ, રતન તે દીપે જાચુંરે. ॥ ભવિ૦ ૪ ॥

અર્થઃ—આ દ્રષ્ટિવંત પ્રાણીને નિર્મળ બોધનો પ્રકાશ થવાથી નિરંતર ધર્મધ્યાન તથા શુકલધ્યાન સાચાં જ હોય. ધ્યાનનો વિચાર આવશ્યક નિર્યુક્તિ તથા ધ્યાન શતકની

વૃત્તિથી અવધારવો. જેમ દૂષણ રહિત, નિર્મળ જાત્યવંત રત્નની જ્યોતિ નિરંતર વિશેષ પ્રકાશ આપે તેમ ધ્યાનમાં લીન પ્રાણી કર્મઉપાધિને અભાવે વિશેષપણે આત્મ પ્રકાશથી દીપે. ૪

વિસભાગ ક્ષય શાંતવાહિતા, શિવમારગ ધ્રુવનામ;
કહે અસંગ ક્રિયા ઇહાં યોગી, વિમલ સુયશ પરિણામે. ॥ ભવિ૦ ૫ ॥

અર્થ:—આ દ્રષ્ટિનું લક્ષણ કહે છે. વિસભાગક્ષય એવું બૌધમાં મોક્ષનું નામ છે. એટલે "રાગ દ્વેષ, અહંકૃતિ કલેશાદિકના ક્ષયથી મોક્ષ" એવો બૌદ્ધનો મત છે. "અપરાધી ઉપર પણ પ્રશાંતવાહિતા કે૦ નિરંતર શાતપણું તે મોક્ષ" એવો સાંખ્યનો મત છે. "જ્યાં ઉત્પાદ કે વિનાશ નહીં અને જે ધ્રુવ હોય તે મોક્ષ" એમ જૈમિનીયનો મત છે અને આ દ્રષ્ટિવંત "સર્વ પદાર્થમાં અસંગ ભાવથી અલિપ્ત ક્રિયાયુક્ત, ઉત્તમ યશરૂપ, આત્મગુણના પરિણામ સહિત, કર્મોપાધિ રહિતપણે શુદ્ધ તે મોક્ષ" આ વ્યાખ્યા જૈન શૈલી પ્રમાણે મોક્ષની છે. એવા પરિણામવાળો હોય છે. ॥ ૫ ॥

ઇતિ સાતમી પ્રભા દ્રષ્ટિ વિચાર.

## ઢાળ આઠમી.

( તુજ સાથે નહિ બોલું મારા વ્હાલા )—એ દેશી.

દ્રષ્ટિ આઠમી સાર સમાધિ, નામ પરા તસ જાણું જી,
આપ સ્વભાવે પ્રવૃત્તિ પૂરણ, શશિસમ બોધ વખાણું જી;
નિરતિચાર પદ એહમાં યોગી, કહીએ નહી અતિચારીજી
આરોહે આરૂઢે ગિરિને. તેમ એહની ગતિ ન્યારીજી. ૧

અર્થઃ—ભવ્યજીવનો આત્મસ્વભાવ જ્યાં અક્ષયપણે વર્તે છે, એવી આઠમી દ્રષ્ટિ સાર કે૦ પ્રધાન આત્મસમાધિરૂપ છે, તેનું નામ પરા છે. આ દ્રષ્ટિમાં પોતાના આત્મસ્વભાવમાં પૂર્ણ પ્રવર્ત્તન હોય. વળી બોધ પ્રકાશ, સંપૂર્ણ ચંદ્રમા સરખો નિર્મળ પ્રશાંતવાહિતાદિ ગુણયુક્ત હોય. આ દ્રષ્ટિમાં પ્રવર્ત્તતો યોગી નિરતિચારપદે પ્રવર્ત્તે, કોઈપણ વખત અતિચારપદમાં વર્ત્તે નહી. ૧. અતિક્રમ, ૨.વ્યતિક્રમ, ૩. અતિચાર, આવા ત્રણે દોષના પ્રકારમાં આવે નહીં, તો પછી અનાચારની પ્રવૃતિ તો હોયજ ક્યાંથી? જેમ મુનિરાજ ઉપશમ કે ક્ષપક શ્રેણીરૂપ ગિરિ કે૦ પર્વત ઉપર આરોહે કે૦ ચઢે, તેમ અહીં પરિણામધારાએ આત્માના પંડિતવીર્યના વિલાસે તે પણ ગુણશ્રેણિને આરૂઢ કે૦ આરોહે. માટે તેની ગતિ તે ભવગતિથી ન્યારી છે. ॥ ૧ ॥

ચંદન ગંધ સમાન ક્ષમા ઇહાં, વાસકને ન ગવેષેજી,
આસંગે વરજિતવળી એહમાં, કિરિયા નિજગુણ લેખેજી;
શિક્ષાથી જેમ રતન નિયોજન, દ્રષ્ટિ ભિન્ન તેમ એહોજી,
તાસ નિયોગે કરણ અપૂરવ, લહે મુનિ કેવલગેહોજી. ૨

અર્થ:—વળી શરીરાદિકનો ગંધ ચંદન સમાન સહજથી હોય, તેમ વચન પણ સહજથી ચંદન સમાન શીતળ હોય, ક્ષમાદિક ધર્મ પણ સહજથી હોય. વળી તેથી વાસના સહજથી હોય કે બીજા કોઈ દ્રવ્યની અપેક્ષા ન કરે, કેમકે જેને સહજથી ગુણ પ્રાપ્ત થયા હોય તે પરના ગુણની પ્રાપ્તિ વાંછે નહીં. વળી આ દ્રષ્ટિમાં સંસારની આસંગતા ન હોય. સમિતિ ગુપ્તિ પ્રમુખ મૂલોત્તર ગુણોનો અભ્યાસ હોય, તેથી સર્વ ક્રિયા આત્માના ગુણને માટે થાય. જે ક્રિયાને અનુસરતો હોય તે ક્રિયા એવી હોય કે અક્રિય ગુણને સાધે. જેમ ક્ષારાદિ શતપુટાદિ શિક્ષાના યોગે રત્નની જાતિને તાદ્રશસ્થાને જોઈએ. રત્નની તો એક જ જાત છે, પરંતુ જેમ જેમ પુટ દેતા જઈએ તેમ તેમ જોવાવાળાની દ્રષ્ટિમાં ભિન્ન ભિન્ન તે રત્ન દેખાય, તેમ આ દ્રષ્ટિમાં ભિન્ન ભિન્ન દ્રષ્ટિવંત હોય, કેમકે છદ્મસ્થનું જ્ઞાન એક સરખું ન હોય, તેથી—તે કારણથી આ દ્રષ્ટાંત છે તે ધ્યાનમાં લેવું. તે પ્રમાણે અપૂર્વકરણાદિ ગુણસ્થાનકના કારણ સાધતો અનુક્રમે આ દ્રષ્ટિમાં વર્તતો મુનિરાજ કેવળજ્ઞાનનું ગૃહ પામે. ૨

ક્ષીણ દોષ સર્વજ્ઞ મહામુનિ, સર્વ લબ્ધિ ફલ ભોગીજી,
પર ઉપગાર કરી શિવસુખ તે, પામે યોગી અયોગીજી;
સર્વ શત્રુક્ષય સર્વ વ્યાધિલય, પૂરણ સર્વ સમીહાજી,
સર્વ અરથયોગે સુખ તેહથી, અનંત ગુણ નિરીહાજી. ૩

અર્થઃ—આ દ્રષ્ટિવંત પ્રાણી સર્વ દોષનો ક્ષય કરે; વળી તે મહામુનિરાજ સર્વજ્ઞ કેવલજ્ઞાનવંત થાય; સમસ્ત લબ્ધિના ફળનો ભોગી થાય. ભવ્ય પ્રાણીઓને ચારિત્રધર્મ પમાડતાં તેઓને અત્યંત ઉપગારી થાય; પોતે મોક્ષ સુખ પામે; સયોગી ગુણઠાણે વર્તી અયોગી ગુણઠાણે અયોગી પદ લઈ સિદ્ધિ પામે; સર્વ કર્મરૂપ શત્રુઓનો ક્ષય કરતાં રોગાદિ સર્વ વ્યાધિઓનો પણ નાશ કરે. એ પ્રમાણે સર્વ સમીહા કે૦ વાંછાઓ પૂર્ણ થવાથી કેવળ આત્મસ્વરૂપમાં લીન થયો થકો એકરૂપતા પામે. સર્વ અર્થના યોગથી સંપૂર્ણ સુખે તૃપ્તિવંત રહે, તેથી નિરીહા કે૦ નિઃસ્પૃહપણે પ્રગટ થયા જે અનંત ગુણ તેનું અવ્યાબાધ સુખ વધતાં વધતાં પૂર્ણ આત્માનંદી થાય. ૩

એ અડદિટ્ઠી કહી સંક્ષેપે, યોગશાસ્ત્ર સંકેતેજી,
કુલયોગીને પ્રવૃત્તચક્ર જે, તેહ તણે હિત હેતેજી;
યોગીકુલે જાયા તસ ધર્મે, અનુગત તે કુલયોગીજી,
અદ્વેષી [illegible] પ્રિય, દયાવંત ઉપયોગીજી. ૪

અર્થ:—આ આઠ દ્રષ્ટિ ભવ્ય પ્રાણીઓના ઉપકારને અર્થે યોગશાસ્ત્ર અને અધ્યાત્મ ગ્રંથ જેવા કે ઉપમિતિભવપ્રપંચ, ભવભાવના વૃત્તિ, પાતંજલ શાસ્ત્ર તથા પ્રવચન પ્રબોધાદિ ગ્રંથોને અનુસારે સંક્ષેપથી કહી છે. યોગી બે પ્રકારના છે. ૧ કુલયોગી. ૨ પ્રવૃત્તચક્રયોગી. તેમાં કુળયોગીઓ પોતાના ચિત્તમાં અહંકારથી એમ માને છે કે 'અમે પણ યોગી છીએ' તેથી તેઓના હિતને અર્થે આ દ્રષ્ટિઓ કહી છે. હવે તે યોગીઓના લક્ષણ બતાવે છે. જે યોગીનાં કુલમાં જન્મ્યા હોય તથા જેના ધર્માચાર રૂઢિમાર્ગને અનુસરતા હોય એવા સામાન્ય બુદ્ધિએ વર્ત્તતા સર્વ તાપસાદિ ષડ્દર્શનીઓ તે કુલયોગી જાણવા. જેઓ અદ્વેષી હોય તથા દેવ ગુરૂ અને દ્વિજ કે૦ બ્રહ્મચર્યાદિ ગુણ જેમને પ્રિય હોય એવા વળી દયાવંત તથા યત્નાવંત હોય તેમજ. ૪

શુશ્રુષાદિક અડગુણ સંપુરણ, પ્રવૃત્તચક્ર તે કહિયેજી,
યમદ્વયલાભી પરદુગઅર્થી, આદ્ય અવંચક લહિયેજી;
ચાર અહિંસાદિક યમ ઇચ્છા, પ્રવૃત્તિ થિર સિદ્ધિનામેજી,
શુદ્ધ રૂચે પાળે અતિચારહ ટાળે ફળ પરિણામેજી. ૧

यतः-१ शुश्रूषा २ श्रवणं चैव, ३ ग्रहणं ४ धारणं तथा ॥
५ उहा ६ ऽपोहो ७ ऽर्थविज्ञानं, ८ तत्त्वज्ञानं च धी गुणाः ॥ १ ॥

અર્થ:—'સાંભળવાની ઈચ્છા, સાંભળવું, ગ્રહણ કરવું, તેને ધારણ કરી રાખવું, વિચારણા કરવી, વિશેષ વિચારણા કરવી, અર્થવિજ્ઞાન પ્રાપ્ત કરવું ને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવું-આ આઠ બુદ્ધિના ગુણો છે.' અથવા ૧ શુશ્રૂષા. ૨ શ્રુતજ્ઞાન. ૩ વિરતિ. ૪ આશ્રવરોધ. ૫ સંવર. ૬ નિરીહતપ. ૭ નિર્જરા. ૮ ક્રિયાનિવૃત્તિ-એટલે ઉપર બતાવેલા શુશ્રૂષાદિ આઠ ગુણ જેનામાં સંપૂર્ણ હોય, તે પ્રવૃત્તચક્રયોગી કહેવાય. વળી યમદ્વય કે૦ અહિંસા અને સત્ય તેના લાભવંત હોય તથા પરદુગ કે૦ અસ્તેય અને બ્રહ્મચર્યના અર્થી હોય. વળી આદ્ય અવંચક ફળના ધણી હોય. અવંચક ત્રણ પ્રકારના છે. ૧ યોગાવંચક. ૨ ક્રિયાવંચક. ૩ ફલાવંચક. તેમાંથી આદ્યઅવંચકના ધણી હોય. વળી અહિંસાદિ ચાર યમને વશ થકા હોય. વળી ઇચ્છા કે૦ ગુણીજનની સમ્યક્ કથા કરવાને મન કરે; પ્રવૃત્તિ કે૦ આચાર ઉત્કૃષ્ટપણે પાળવાને પ્રવર્ત્તે; થિર કે૦ નિરતિચારપણે પ્રવૃત્તિમાં દ્રઢ રહે; સિદ્ધિ કે૦ સ્વાર્થ પરાર્થને નિપજાવે. એ પ્રમાણે અતિ શુદ્ધ રૂચિપણે ચારે પ્રકાર પાળે. વળી અતિચાર ટાળી જે રીતે ફળીભૂત થાય તેવા પરિણામને સાધે. તેવા યોગી સદા ફલાવ્યારી હોય, જેમ એક વખત ફેરવ્યું ચક્ર ફરીને ભાજન ઉતાર્યા કરે તેમ આ યોગીની ક્રિયા નિઃફલ ન થાય ॥ ૫ ॥

કુલયોગીને પ્રવૃતચક્રને, શ્રવણ શુદ્ધિ પક્ષપાતજી,
યોગદ્રષ્ટિ ગ્રંથે હિત હોવે, તેણે કહિ એ વાતજી;
શુદ્ધ ભાવ ને સુનિ કિરિયા, બેહુમાં અંતર કેતોજી,
જલહલતો સુરજ ને ખજુંઓ, તાસ તેજમાં જેતોજી. ૬

અર્થ—કુલયોગી તથા પ્રવૃત્તચક્રયોગીને શુદ્ધ માર્ગ યમ નિયમાદિક, ને ધર્મશાસ્ત્રનું શ્રવણ હોય તથા શુદ્ધાચાર વિનયાદિ કરણ, સત્સંગ તથા ગુણોનો પક્ષપાત હોય. એવા ગુણના ધારક તે યોગી કહેવાય. પરંતુ દંભી અને વિષયના પ્રસંગી તે યોગી ન કહેવાય. આ વાતનું વિસ્તારથી સ્વરૂપ શ્રીહરિભદ્રસુરિકૃત યોગદ્રષ્ટિસમુચ્ચય ગ્રંથથી જોવું. શૂન્ય મન અને શૂન્ય આચારે યોગી ન કહેવાય. દિવસે મધ્યાન્હે પ્રકાશ કરતા સહસ્ર કિરણોવાળા સૂર્યના અને અંધારી રાતે પ્રકાશ કરતા ખજુઆ કે૦ આગીઆ કીડાના તેજમાં જેટલો ફેર છે, તેટલો અંતર સમ્યક્ ક્ષયોપશમ વિનાની શૂન્ય ક્રિયામાં છે. ૬

ગુહ્ય ભાવ એ તેહને કહિએ, જેહશું અંતર ભાંજેજી,
જેહશું ચિત પટંતર હોવે, તેહશું ગુહ્ય ન છાજેજી;
યોગ્ય અયોગ્ય વિભાગ અલહતો. કરશે મોટી વાતોજી,
ખમશે તે પંડિત પરષદમાં, મુષ્ટિપ્રહાર ને લાતોજી. ૭

અર્થ:—શાસ્ત્રના ગુહ્યભાવ કે૦ રહસ્ય તે તેહનેજ કહીએ; કે જેની સાથે અંતરંગ મળતું હોય, અર્થાત્ મિથ્યાત્વનો ત્યાગ કરી જેને સમ્યગ્ દર્શન પરિણતિ શુદ્ધ શ્રદ્ધાન હોય. તેની પાસેજ શાસ્ત્રના રહસ્ય પ્રકાશીએ. જેની સાથે ચિત્ત પટંતર વર્ત્તતું હોય અર્થાત્ જેને પ્રવચનાનુસાર સમ્યક્ શ્રદ્ધાન ન થયું હોય, તેની સાથે શાસ્ત્રના રહસ્યનો પ્રકાશ કરવો એ ઘટિત નથી. યોગ્ય અયોગ્યનો વિભાગ કે૦ વહેંચણ જે સમજતો નથી, અર્થાત્ ગુરૂનો વિનય કરતો નથી, શુદ્ધાચાર પાળતો નથી, દ્રવ્યાદિ ભાવને સમજતો નથી, છતાં પોતે ડાહ્યો થઇને શાસ્ત્ર સંબંધી મોટી મોટી વાતો કરે છે, તે પંડિતોની પરખદ કે૦ સભામાં હાર પામી મુષ્ટિપ્રહાર કે૦ ગચ્છાદિકથી બહાર કાઢવું તથા નરકાદિમાં વધબંધન અને લાતો કે૦ આલોયણના પ્રહાર અને અપયશ તથા અપકીર્ત્તિ પામશે.

यदुक्तं—

जं जयइ अगीयत्थोजं च अगीयत्थनिस्सीयो जयइ ॥
वट्टावेयइ गच्छं, अणंतसंसारिओ भणिओ ॥ १ ॥
इत्यावश्यकनिर्युक्तिवचनात्.

અર્થઃ—'જે અગીતાર્થપણે પ્રવૃત્તિ કરે અથવા અગીતાર્થની નિશ્રાએ જે પ્રવૃત્તિ કરે, અને ગચ્છને પ્રવર્તાવે તે, અનંત સંસારી થાય.'

ગીતાર્થને અને ગીતાર્થના આશ્રિતનેજ વિહાર કહ્યો છે, તેમ ગંભીર અર્થની દેશના પણ યોગ્યજનને જ આપવી ઉચિત છે ૭

સભા ત્રણ શ્રોતા ગુણ અવગુણ, નંદીસૂત્રે દીસેજી,
તે જાણી એ ગ્રંથ યોગ્યને, દેજો સુગુણ જગીશેજી;
લોક પૂરજો નિજનિજ ઇચ્છા-યોગભાવ ગુણરયણેજી,
શ્રીનયવિજયવિબુધપયસેવક.વાચકયશને વયણેજી.૮

અર્થઃ—સભા ત્રણ પ્રકારની શ્રીનંદીસૂત્રમાં કહી છે. ૧ જે ગુણ તથા દોષને સમજે તેવા શ્રોતાઓની સભા તે રાજહંસ સમાન કહી સમજવી. ૨ જ્યાં શ્રોતાઓ અજ્ઞાન છે, તે સભા પશુ-મૃગના બાળકો સરખી મૂર્ખ સમજવી. ૩ અને જે શ્રોતાઓ ગીતાર્થનું અપમાન કરનારા નિંદક છે, તે અયોગ્ય સભા સમજવી. તેવી રીતે સભાનું સ્વરૂપ જાણીને આ ગ્રંથને ડાહ્યે તેવી યોગ્ય સભાને આપજો કે જેઓને

હેતાં ઉત્તમ પ્રવચન શોભાકારકાદિ ગુણો તથા જગીશ કે૦ તે ગુણોથી પામવાની સુખરૂપ લીલા તેને પામશો. એમ ઈચ્છાયોગ તથા શાસ્ત્રાદિના જે યોગ તે રૂપ જે ભાવગુણ તદ્રૂપ મણિરત્નોથી સમસ્ત લોક પૂરજો ! ' વિશિષ્ટ આત્મ-યોગરૂપ ભાવરત્નોથી સમગ્ર લોક તૃપ્તિ પામો ! આ ગ્રંથનું રહસ્ય પામી ભવ્યજનો સંસારભાવથી મુક્ત થાઓ ! અને આપ સ્વભાવમાં મગ્ન રહો.' એવા શ્રી નયવિજય પંડિતના ચરણકમલના સેવક ઉપાધ્યાય શ્રી યશોવિજયગણિ જેમણે કાશીમાં "ન્યાય વિશારદ" એવું બિરૂદ પ્રાપ્ત કર્યું હતું તેમનાં વચન જાણજો. ॥ ૮ ॥



## काव्यं

श्रीमद्यशोवाचकराजराज–विनिर्मितो दृष्टिविचाररूपः ॥
स्वाध्याय एष प्रथमंततोयं, भाषामयो लेशतया त्वार्थः॥१॥
श्रीस्तंभतीर्थेऽत्र तपागणिय, नाम्ना च ज्ञानाद्रिमलाभिधेन ॥
श्री सूरिणा भूरिसुखावबोधा र्थमेव लेशं लिखितो हि भद्र॥२॥

અર્થઃ—મહામહોપાધ્યાય શ્રી યશોવિજય ગણિકૃત યોગદૃષ્ટિ વિચારની સજ્ઝાયોનો સુખે અવબોધ થવા માટે શ્રીમત્તપાગચ્છીય સંવિજ્ઞજનપક્ષિય ભટ્ટારક શ્રી જ્ઞાનવિમલસૂરિયે બાલાવબોધરૂપ લેશમાત્ર અર્થ લખ્યો છે. શ્રી ખંભાત બંદરમાં દોશી મેગજી શ્રી હેકરણ તથા વડનગરીઆ શા. અમુલખચંદના અનુગ્રહને વાસ્તે પ્રથમાદર્શ લખ્યો છે. આ શ્રીયોગદૃષ્ટિ સજ્ઝાયોની સર્વ ગાથા ૭૬ તથા બે શ્લોક મળી ૭૮ છે.

ઇતિ મહોપાધ્યાય શ્રી યશોવિજયગણિકૃત
યોગદૃષ્ટિ સ્વાધ્યાય શ્રી જ્ઞાનવિમળ
સૂરિકૃત અર્થ સહિત સમાસ.



॥ श्री सद्गुरुभ्यो नमः ॥

# छुटक महा वाक्यो.

१ पुरुषमां शिरोमणि पुरुष ते ज के जे धर्मनुं आराधन करे.

२ दरेक धर्मक्रियामां शुभ भावना रूप अमृतना बिंदुओनुं क्षेपन करता रहेशो, तोज तमने क्रिया यथार्थ फळ देनार थशे.

३ सर्प जेम कांचळी छोडी जवाथी निर्विष थतो नथी तेम तमे पण उपरनोज विकार छोडी कर्मरूप विषथी निर्विष थवा चाहशो तो ते तमने यथार्थ फायदाकारक थशे नहि.

४ आपणे जेनाथी प्रथमनी मुलाकातमांज अपमान पाम्या होइए तेनाथी फरी मान पामवुं दुर्लभ छे.

૫ જ્યાં સુધી અસ્થિ મજ્જામાં–હાડની મજ્જામાં ધર્મ સ્પર્શ્યો નથી ત્યાં સુધી ધર્મનો સ્વાદ કેવો છે તે તો જાણી શકવાના નથી.

૬ તમે ગમે તેટલા રૂપાળા હશો તો પણ વિદ્યા વિના સભાનું ભૂષણ થઇ શકશો નહિ.

૭ મધુર અને કોમળ વચન વેરીના અંતઃકરણને પણ કુમળું કરી નાંખે છે.

૮ આ તો અમે ઘણી ચોકસી કરી જોયું છે કે અપરાધ કર્યા છતાં પણ કોપે નહિ એવા પુરૂષ દુનિયામાં થોડાજ છે.

૯ દ્રષ્ટિરાગી થવા કરતાં ગુણાનુરાગી થવું વધારે સારૂં છે.

૧૦ આ તો ખાત્રીજ રાખજો કે પુણ્ય વિના દુનિયામાં જશ મળતો નથી.

૧૧ જશ કીર્ત્તિના ખપી થવા કરતાં આત્મહિત ઉત્પન્ન થવાના ખપી થવું એ વધારે શ્રેષ્ટ છે.

૧૨ અરે! જેને માટે તમે ઘોર પાપ કરવામાં જોડાયા છો તે તમને કષ્ટ પડે છોડાવવાનાં નથી

૧૩ આ એક લઘુ પ્રશ્નનો ઉત્તર આપશો કે કોના મનોરથે સર્વ પ્રકારથી સુખ ભોગવ્યું અને દુઃનિવાર્ય કાળથી કોને વિટમ્બના થઈ નહિ ?

૧૪ જો તમને દુઃખથી કંપારો છુટતો હોય અને સુખની ઇચ્છા થતી હોય તો ધર્મરૂપી કલ્પવૃક્ષની સેવના કરો

૫ જો તમે અધ્યાત્મપણું સંપાદન કરવું ચાહતા હો તો પહેલાં સ્તુતિ અને નિંદામાં સમપરિણામ રાખતાં શીખો.

૬ નમ્રતા, નયજ્ઞતા, નિર્દંભતા અને નિરાગતા એ ઉત્તમ પુરૂષોમાંજ હોય છે.

૭ ધૃતિ, ધાર્મિકતા અને ધારણાશક્તિ એ ત્રણ મનુષ્યોને શુભગતિનું સૂચવન કરાવે છે.

૮ જો તમારે વાદજ કરવો હોય તો ધર્મવાદજ કરજો, પરંતુ શુષ્કવાદ અને વિવાદ કરશો નહિ.

૯ જેઓએ કામરૂપી મહામલ્લથી વિજય મેળવ્યો તેઓએ એક અપેક્ષાએ સઘળાં કર્મોથી વિજય મેળવ્યો, એમ કહેવામાં કંઈ બાધક નથી.

હું એ અવસ્થાને બહુ પસંદ કરૂં છું કે જ્યારે આપણે શૂન્ય અરણ્યમાં—અટવીમાં જઈ પર્યંકાસનથી ધ્યાનારૂઢ થયા હોઇએ, જે વખતે આપણાં ખોળામાં હરણીઓનાં નાનાં નાનાં બચ્ચાં આવી આવીને નિઃશંકપણે બેસતાં હોય અથવા તો બુઢાં હરિણો આપણને ઝાડનાં ઠુંઠાં જેવાં જાણી આપણું શરીર ખાજ કરવાના ઉપયોગમાં લેતા હોય છતાં આપણને જરા પણ અરૂચી આવે નહિ. આ તે કઇ જાતનો સ્નેહ કે પર્વત કરતાં અધિક ભોજન અને સમુદ્ર કરતાં વધારે પાણી—આપણે ભવાંતરથી ખાતા અને પીતા આવ્યા છતાં આપણને તેનાપર અરૂચી આવતી નથી.

૨૨ જો તમે તમારી મહત્વતાને અખંડિત રાખવા ચાહતા હો તો કોઇ પાસે જઈ કાંઇપણ વસ્તુની માગણી કરશો નહિ.

૨૩ છાપાના કે તરેલા અક્ષરોની પેઠે ધર્મક્રિયા પ્રથમ તો અઘરી લાગવાથી ઉલટી માલમ પડશે, પરંતુ સંપૂર્ણ થઈ યથાર્થ રીતે ગોઠવાઈ જ્યારે આગલા જન્મમાં સુલટી થશે ત્યારે કેવી સુખ આપનાર થશે તે લખવાને આ લેખણ તદન અશક્ત છે.

૨૪ આ જન્મમા જે સદ્ગુરૂઓએ અમૂલ્ય જ્ઞાન આપી મારા ઉપર પરમ ઉપકાર કર્યો છે તેનો બદલો વારંવાર તાબેદાર થઈ હું કયારે આપીશ એ મારો મોટો મનોરથ છે.

૨૫ જેમ દુધમા ઘૃત, તલમાં તેલ, અને કાષ્ટમાં અગ્નિ સત્તાપણે ગુપ્ત રહ્યાં છે, તેમ શરીરમાં આત્મા પણ સત્તાપણે ગુપ્ત રહ્યા છે.

૨૬ જ્યાં સુધી જરાવસ્થા પ્રાપ્ત થઈ નથી ત્યાં સુધી બનતા પ્રયાસે આત્મહિત કરી લેવું.

૨૭ 'ધર્મનું મૂળ વિનય અને પાપનું મૂળ વ્યસન' આ કોટિ ગ્રંથોનો સાર છે.

૨૮ અસ્વાધ્યાયના વખતમાં સ્વાધ્યાય કરવાથી બુદ્ધિની ન્યૂનતા થાય છે.

૨૯ જેમ ધર્મ કરતી વખતે વધારે ધર્મ કરનાર તરફ ખ્યાલ કરવો ઉચિત છે, તેમ પાપ કરતી વખતે વધારે પાપ કરનાર તરફ કરવો ઉચિત નથી.

૩૦ જેમાં પાછળથી દુઃખ તે સુખ નહિ. આ વાક્ય સર્વ બુદ્ધિમાનોએ માન્ય કર્યું છે.

૩૧ વૈરીને પણ થતું દુઃખ દેખીને હર્ષિત થશો નહિ.

૩૨ જેમ સારા વૈદ્યના કહેવા પ્રમાણે ચાલવાથી દ્રવ્ય વ્યાધિનો નાશ થાય છે તેમ સદ્દગુરૂના વચન પ્રમાણે ચાલવાથી જન્મ મરણરૂપ ભાવવ્યાધિનો નાશ થાય છે.

૩૩ અંતઃકરણથી સર્વે પ્રાણી ઉપર કરૂણાભાવ, વિધિવિધાનથી સદ્દગુરૂની સેવા, અને શુદ્ધ પ્રકારથી શિયળનું રક્ષણ, એ ત્રણ પુન્યાનુબંધી પુન્યનાં હેતુ છે.

૩૪ મન વિષમ થવાથી ધાતુ વિષમ થાય છે, અને ધાતુ વિષમ થવાથી શરીર વિષમ થાય છે, માટે નહારા વિકલ્પો કરી મનને વિષમ કરશો નહિ.

૩૫ અરે નિર્દય મન ! બીજા પ્રાણીજનો તને કદાપિ નપુંસકલિંગી જાણી શક્તિ વિનાનું ગણતા હશે પણ હું તો તારૂં વ્યવહારથીજ નપુસકપણું માન્ય રાખી નિશ્ચયથી તો તને મહા ક્રૂર પુરૂષ જાણું છું; કેમકે મારા ઉત્તમ વિચારોથી તું ઉલટું ચાલી મને જેટલો ગેરફાયદો કરે છે તેટલો બીજો કોઈ પણ કરવાને સમર્થ નથી.

૩૬ નાયક વિનાની સેના અને પતિ વિનાની સ્રીથી બહુ ડરતા રહેજો.

૩૭ જે એક વિદ્યામાં કેળવણી પામી નિપુણ થાય છે તેને બીજી વિદ્યામાં નિપુણતા મેળવતાં વાર લાગતી નથી.

૩૮ ક્ષમારૂપી ખડ્ગ સદા પાસે રાખજો તો તમને ક્રોધરૂપી દુર્જન કંઈ કરી શકનાર નથી.

૩૯ જે જે પ્રકારના વિકરો તમારા અંતઃકરણમાં ઉત્પન્ન થાય તે તે સઘળાને તમે બહાર પ્રકાશ કરશો તો પછી તમારામાં ને ઘેલા પુરૂષમાં કંઈ પણ તફાવત રહેશે નહિ.

૪૦ પારકું અન્ન, પારકું વસ્ર, પારકી શય્યા, પારકું ઘર, પારકી સ્રી–દૂરથીજ દૂર રાખજો.

૪૧ શોકરૂપી શત્રુને જો બહુ વખત નીકટ (પાસે) રાખશો તો તમારી બુદ્ધિ, હિમ્મત અને ધર્મ એ ત્રણ વસ્તુનો જડમૂળથી નાશ થશે.

૪૨ મહાપુરૂષો કેવળ સંસર્ગદોષથી વિકૃત થતા નથી. જુઓ! ચંદનના વૃક્ષને ઝેરી સર્પોનો સંસર્ગ છતાં પણ તે ઝેરી થતા નથી.

૪૩ જો સમુદ્ર મર્યાદા છોડે તો સજ્જનપુરૂષ સજ્જનતા છોડે.

૪૪ દરેક વખત પોતાનામાં અનુકંપારૂપ ગુણને બહુ સાવચેતીથી જાળવી રાખવો.

૪૫ અનુકંપારૂપ દાનનો કોઈ જગ્યાએ શાસ્ત્રકારોએ નિષેધ કર્યો નથી. વિચાર કરો, મહાવીર ભગવાન સંસાર છોડી નિઃસ્પૃહી થયા તોપણ દેવદુષ્ય વસ્ત્ર દેતી વખતે પોતાનો અનુકંપા ગુણ છોડયો નહિ.

૪૬ શું કરીએ, જેટલું કર્મ આપણે સંવર કરી શુભ ધ્યાનથી નિર્જરા કરીએ તેટલું પાછું આશ્રવ શત્રુઓ દાખલ કરે છે; એટલેજ આપણે લાચાર થઈ યથાર્થ રીતે આત્મહિત કરી શકતા નથી.

૪૭ રાગદ્વેષાદિ ભાવરોગ તો સદ્આગમથી અર્થાત્ જ્ઞાનથીજ દૂર થાય છે. પરંતુ ચિત્તની પુષ્ટિ અને શુદ્ધિ તો ક્રિયાજ કરે છે. શાસ્ત્રકારોએ આ હેતુથીજ જ્ઞાન અને ક્રિયા બંને ઉપાદેય (આદરવા યોગ્ય) કહ્યાં છે.

૪૮ યદ્યપિ સમ્યક્ત્વધારી પૂર્વોપાર્જીત કર્મના યોગથી આશ્રવકાર્યમાં જોડાઇ જાય તોપણ તેમાં તેઓ ભાવથી શુન્યજ રહે છે; કેમકે જેવા તેઓ ધર્મક્રિયામાં આસક્ત હોય છે એવા પાપક્રિયામાં આસક્ત હોતા નથી. આ હેતુથીજ તેઓની મુક્તિ જૈન સિદ્ધાંતોમાં વર્ણન કરી છે.

૪૯ જ્યાં તમારો આદરસત્કાર ન થતો હોય, ગુજરાન ચાલતું ન હોય, અને વિદ્યાની લેશમાત્ર પણ પ્રાપ્તિ ન હોય ત્યાં એક રાત્રિ પણું વાસ કરશો નહિ.

૫૦ જે દિવસથી તમને નેત્રનો અને ખાંસીનો રોગ શરૂ થાય તે દિવસથી તમો મૈથુન સેવવું બંધ રાખશો તો જ તમારો રોગ અસાધ્ય થશે નહિ.

૫૧ અગ્નિ, પાણી, સ્ત્રી, સર્પ, મૂર્ખ અને રાજકુળ આ છ વસ્તુને નિરંતર નિકટ રાખશો તો તેમાંથી કદી તમારા પ્રાણ રહેવા મુશ્કેલ થઈ પડશે.

૫૨ જો તમે તમારામાં લુબ્ધતા અને લંપટતાની વૃદ્ધિ થતી દેખો તો જાણી જજો કે હવે આપણી લઘુતા થવાનો સમય નીકટ (પાસે) આવ્યો છે.

૫૩ જો તમે તમારા પ્યારા મિત્રોની સાથે સ્નેહ રાખવા ચાહતા હો તો જ્યારે તે કોપીત થાય ત્યારે તમે શાંત રહેજો.

૫૪ હે ધ્વજા પતાકા સમાન ચંચળ મન, હવે હું બહુ અકળાઈને કહું છું કે તું શા માટે મારી આત્મસ્થિતિને વિપર્યય કરી મારાથી ન સહન થાય એવું અવ્યક્ત દુઃખ દઈ ઉંડા નિઃશ્વાસ મુકાવે છે. મેં તારૂં એટલું નથી બગાડયું કે જેટલું તું મારૂં બગાડે છે.

૫૫ અરે, તે સુખોને શું કરવા કે જે સે[illegible] પાછવાડે દુઃખના પર્વતો ખડા થાય

૫૬ તમે તમારૂં દુઃખ [illegible] પ.

તમારા દુઃખને [illegible]

૫૭ દરેક વખત પોતાના સાત્વિક ગુણને બહુ સંભાળથી રાખો; કેમકે બત્રીશ લક્ષણવાન્ પુરૂષમાં પણ સાત્વિક ગુણની બહુ ઉપયોગિતા છે.

૫૮ આ તો ખાત્રીજ રાખજો કે નિર્દંભપણે ધર્મ કરનારને ત્રણ ભુવનમાં કાંઈ પણ વસ્તુ અસાધ્ય નથી.

૫૯ ધર્મ શ્રવણ કરવામાં જે નિરાદરતા ધરાવતો હોય, તત્ત્વ રસનો સ્વાદ લેવાને જેને સદા અરૂચિ રહેતી હોય અને વિના કારણ પણ જે સદા ધાર્મિક પુરૂષ ઉપર કોપીત રહેતો હોય તેને કહી દો કે ભાઈ ! તને દુર્ગતિનો બહુ કાળ સુધી વિરહ રહેશે નહિ.

૬૦ જ્યાં સુધી તમારા ભાગ્યનો ઉદય થયો નથી ત્યાં સુધી તમારી વિદ્યા, વિનોદ, કાવ્ય, અલંકાર અને ધૈર્યાદિક ગુણો પ્રકાશિત થવાના નથી.

૬૧ જો તમારે ધર્મનો શીઘ્ર નિશ્ચય કરવો હોય તો શાસ્ત્રનું બહુમાન કરો અને સારાં આચરણથી ચાલો.

૬૨ હે વીતરાગ ! આવી નિર્વિકારી, મનોહર અને શાંત મુદ્રા ક્યાંથી શોધી કહાડી ? જે હું આખી દુનિયાના દેવોમાં જોઈ વળ્યો પણ મળીજ નહિ.

૬૩ કડવું વચન, કુમતિ, કૃપણતા અને કુટીલતા એ ચાર મોટા દુર્ગુણો જ્યારે દૂર થશે ત્યારે તમને ... કઈ રીતે [illegible]

૬૪ જિનપૂજા, રાગદ્વેષે કરી રહિત એવા જિન, તેમની સેવાભક્તિ, જીવરક્ષા, દયા, જીતેન્દ્રિયપણું, જયશક્તિ, અને જયપ્રાપ્તિ એ ઉત્તમ પુરૂષોમાંજ હોય છે.

૬૫ હે અર્હંત ! મારે કાંઈ તમારા શાસનની શ્રદ્ધાના પક્ષપાતથી, અને અન્ય મતના શાસન ઉપરના દ્વેષ ભાવથી તમારામાં રૂચિ થઇ નથી; કિંતુ આપ્તત્વપણાની પરીક્ષાએ તારામાં રૂચિ કરાવી છે.

૬૬ પ્રભુતા, પ્રિયપણું, પરોપકાર અને પંડિતતા એ પુણ્યના ઉદયથી મળે છે.

૬૭ હે જિન ! મારા અંતઃકરણની શુભ વાતો પણ સઘળી તું જાણે છે તો હું વધારે ઉચ્ચાર કરી શું કહું ?

૬૮ મિત્રના ત્રણ પ્રકાર છે. પોતાનો મિત્ર તે મિત્ર, મિત્રનો મિત્ર તે મિત્ર, અને પોતાના શત્રુનો શત્રુ તે પણ મિત્ર.

૬૯ શત્રુના પણ ત્રણ પ્રકાર છે. પોતાનો શત્રુ તે શત્રુ, પોતાના મિત્રનો શત્રુ તે શત્રુ અને પોતાના શત્રુનો મિત્ર તે પણ શત્રુ.

૭૦ હે કામ ! આ ભોળા મનુષ્યે તને પોતાની પાંચ ઇંદ્રિયો સોંપી દીધી તો પણ હજી તું અતૃપ્ત થઇ તેઓના મનને પજવવા દોડે છે, એ તે તારી કેવી નિર્લ-

જતા ! બીજાની મિલ્કત ઉપર પણ દાવો કરતાં ન અટકવું એ તને કયા વકીલે સલાહ આપી છે ?

૭૧ જે વાતને આપણે તદન અનુપાદેય ( છાંડવા યોગ્ય ) જાણી છોડી દેવા ચાહીએ છતાં ન છોડીએ તો પછી તેમાં કર્મનો ઉદય જાણવો.

૭૨ એકલી શાસ્ત્રી લીપીનુંજ માન કરવું અને બીજાઓનું ન કરવું એમ વિચારી ગુજરાતી, ફારસી, ઈંગ્રેજી, લાટીને અને મરાઠી વિગેરે લીપીનું અપમાન કરશો નહિં; કેમકે જેટલો હક્ક શાસ્ત્રી લીપી ધરાવે છે, તેટલોજ હક્ક જ્ઞાનઅંશમાં બીજીઓ પણ ધરાવે છે.

૭૩. ઘણા બુદ્ધિમાનો બેઠા હશે તેમાં પણ વધારે બુદ્ધિમાન ઉપર સર્વની નજર ખેંચાશે. જુઓ આકાશમાં અનેક ગૃહ, નક્ષત્ર અને તારાઓના ચળકતાં વિમાનો દેખાતાં છતાં પણ ચંદ્રમા ઉપર સર્વની દ્રષ્ટિ વધારે ખેંચાય છે.

૭૪ સાક્ષાત્ સરસ્વતીરૂપ જ્ઞાનદાતા ગુરૂનો પ્રત્યુપકાર ભોજન દેવાથી અથવા હીરામાણેકનું દાન દેવાથી વળી શકતો નથી; કિંતુ તેઓએ દીધેલા જ્ઞાન કરતાં વધારે જ્ઞાન જ્યારે આપણે તેઓને દઈએ ત્યારેજ વળી શકે છે. તે તો બનવું અત્યંત દુર્લભ છે. માટેજ ગુરૂઓ

( જ્ઞાનદાતા ) નો પ્રત્યુપકાર કરવાને મનુષ્યો સમર્થ થતા નથી.

૭૫ હે નીરાગી નાથ ! હું ઇંદ્ર, ચંદ્ર, સૂર્ય કે ચક્રવર્તીની પદવી ચાહતો નથી; કિંતુ મારા આત્મગુણને પ્રગટ કરનાર નિર્મળ સમ્યક્ત્વરત્ન ચાહું છું.

૭૬ મોક્ષાભિલાષીને આટલું સદા આદરવા યોગ્ય છે—સમ્યક્ત્વરત્ન, જિનપૂજા, સદ્ગુરૂ નામ, સત્ક્રિયા, સામાયિક, પૌષધ, કરૂણાભાવના, પરોપકારવૃત્તિ, તત્ત્વ વાતનું ચિંતવન, સુશાસ્ત્રનું પરાવર્તન, વિનય, દમન, સુશીયળ, વ્રત અને યથાશક્તિ તપક્રિયા.

૭૭ વિદ્વાનો ! તમારૂં અનહદ પરાક્રમ, મંત્ર, જંત્ર કે તંત્ર, ચિંતામણિ કામધેનુ કે કલ્પવૃક્ષ જો તમારો પુણ્યનો ઉદય નથી થયો તો કદાપિ તમને ફળ દેનાર થશે નહિ આ ખાત્રીપૂર્વક જાણજો.

૭૮ તમને કષ્ટ પડે ત્યારે ચિંતા ન કરતાં ધૈર્ય રાખજો, કેમકે ચિંતા કાંઈ કષ્ટ દૂર કરવાનું ઔષધ નથી. ચિંતાથી તમારી ચતુરાઈ ઘટશે અને ચતુરાઈના અભાવે તપ, જપ, નિયમ કોને આધારે રહેશે ? શમ, દમ અને સમાધિ કોને અવલંબશે ? માટે તે વખતે ધૈર્ય રાખી ધર્મ કરવો એજ શ્રેષ્ઠ છે.

૭૯ સંયોગ અને વિયોગ, સંપદા અને વિપદા, ભોગ અને

ભોગાંતરાય, સુખ અને દુઃખ, આ સઘળું શુભાશુભ કર્મના ઉદયથી થાય છે એમ જ્ઞાની પુરૂષોએ વારંવાર બતાવ્યાં છતાં આપણે હર્ષ, શોક કરી વૃથા કર્મબંધન કરી લઇએ છીએ. આ આપણી કેવી (મેરૂ પર્વત જેવડી) મોટી ભૂલ છે.

૮૦ સર્વ દુઃખ સહન કરી શકાય છે પણ પ્રિયજનનો વિરહથી ઉત્પન્ન થયેલું દુઃખ સહન કરી શકાતું નથી.

૮૧ જેને દેખીને તમારો કોપ શાંત થઇ જાય અને સ્નેહની ઉત્પત્તિ થાય તેને તમે જાણી લેજો કે આ [illegible] પૂર્વજન્મનો સ્નેહી છે.

૮૨ જેને દેખીને તમારો સ્નેહ ઓછો થઇ જાય [illegible] વૃદ્ધિને પામે તેને તમે જાણી લેજો કે આ [illegible] પૂર્વ જન્મનો કોઈ વિરોધી છે.

૮૩ મુમુક્ષુ (મુનિ) જનોને અતિ [illegible] શ્રવણ પ્રથમથીજ વર્જવું બહેતર ([illegible] કે, કેમકે તે રસનું શ્રવણ કરી ફક્ત એક [illegible] સહજ વિકૃતિભાવને પામતા નથી.

૮૪ જો તમારે આખી દુનિયાને [illegible] પરના અવગુણમાં ન પેસતાં [illegible] અને સ્વપર હિતકારી [illegible] ણની વૃદ્ધિ કરો.

૮૫ હે જીવ! જ્યાં સુધી તારા શરીરમાં મોટા રાજરોગ ઉત્પન્ન થયા નથી, જરાવસ્થા નિકટ (પાસે) આવી નથી અને ઇંદ્રિયો શિથિલ થઇ નથી ત્યાં સુધીમાં આ દેહરૂપ ઘરમાંથી જે સુકૃત વસ્તુ ખેંચી લેવાય તે ખેંચી લે; પછી કાળરૂપી અગ્નિ લાગ્યા બાદ તારો ઉદ્યમ હાંસીને પાત્ર થશે.

૮૬ જો તને સુંદર સ્ત્રીનાં પ્રેમવાળાં નેત્રની સાથે દ્રષ્ટિ મેલાવી પોતાના મનને તૃપ્તિ આપવાની ઇચ્છા ઉત્પન્ન થાય તો પહેલેથીજ માંડી વાળજે, કેમકે સ્ત્રીનાં કામવાળાં નેત્રની સાથે તમારાં પ્રેમયુક્ત નેત્ર મળવાથી તમને અને તેણીને તૃપ્તિ થવાની નથી; બલકે અતૃપ્તિ તો જરૂર થશે. આ હેતુથીજ જ્ઞાની પુરૂષોએ મોહનીય કર્મની બહુ વિચિત્રતા કહી છે.

૮૭ જે પુરૂષ સ્ત્રીના અને જે સ્ત્રી પુરૂષના અંતઃકરણમાં વિના પ્રયત્ને રૂચિથી અથવા સ્નેહભાવથી પેસી જાય છે તેને ખેંચી કાઢવાને ઇંદ્ર પણ સમર્થ નથી. ધન્ય છે એક વીતરાગના નિરાગી વચનને કે જેના શ્રવણ માત્રથી ઉક્ત અવસ્થામાં પડેલાં પણ પોતાની મેળે ખેંચાઈ બહાર આવે છે.

૮૮ જેમ સોનાની પરીક્ષા ચાર પ્રકારથી થાય છે, તેમ ધર્મ તેનાં વચનો સાંભળવાથી, તેનો અનુભવ મેળવવાથી,

તેના તપ તેજથી અનેતેની દયા તથા ગાંભિર્યાદિ ગુણોથી જાણી જવાય છે કે આ ઉત્તમમાં ઉત્તમ છે.

૮૯ શું કરીએ, આપણે દુષમકાળસ્થાયી, અલ્પ શક્તિવાળા મનુષ્યો ચિંતવન કરીએ છીએ કાંઈ અને થઇ પડે છે કાંઇ, માટે હવે તો એક જ્ઞાનીદ્રષ્ય ભાવને અનુસરી હર્ષ વિષાદમાં ન પડવું એજ નિશ્ચય કરો.

૯૦ જે ઝાડની નીચે શીતળ છાયા લેવાના ઈરાદાથી આવીને બેઠા તેમાંથીજ કૃષ્ણ (કાળા) સર્પના ડંખવડે ડસાયા. આ વાતનો કોને દોષ દઈએ ?

૯૧ હે જીવ! વિકરાળ કાળથી પણ તને ભય લાગતો નથી શું ? ભુવનપતિ, વાણવ્યંતર, ચંદ્ર, સૂર્ય આદિ વિમાનવાસી, જ્યોતિષી, સુધર્માદિ દેવલોક નિવાસી વૈમાનીક, છખંડ ત્રાતા ચક્રવર્તી, વાસુદેવ, બળદેવ અને મહા શૂરવીર સુભટો પણ કાળની ગેરહાજરીમાં દાખલ થયા નથી ત્યારે તું શા માટે મગરૂબી કરે છે ?

૯૨ જ્યારે શૃંગાર સજેલી સ્ત્રી પોતાની મુષ્ટિમાં અથવા તો કરગ્રહિત ભાજનમાં દેવવસ્તુ લઈ યાચકજનોને દેવા આવે છે ત્યારે યાચકજનો જેમ તે સ્ત્રીના ઉપર દ્રષ્ટિ કરે છે તેમ હે મુનિજનો! તમે પણ ભિક્ષા સમયે ગૃહસ્થનાં ઘરોમાં અટન કરતાં સ્ત્રીના ઉપર દ્રષ્ટિ ન કરશો, કિંતુ પિંડેષણા (શુદ્ધ પિંડ) ઉપર કરજો.

૯૩ સત્ય છે, સજ્જન પુરૂષો વિપદા પડે પણ અનુચિત આરંભી થતા નથી.

૯૪ હજી પણ ભરતખંડના મનુષ્યોને સાબાશી આપવી ઘટે છે કે જેઓ સાક્ષાત્ તીર્થંકર, સામાન્ય કેવળી અને અવધિ તથા મનઃપર્યવ વિગેરે પ્રત્યક્ષ જ્ઞાનીઓનો વિયોગ છતાં પણ વચનનોજ (ફક્ત આગમોક્ત) આધાર લઈ મોહરાજાની સામે બહાદુરીથી લડે છે, આ થોડું આશ્ચર્ય છે?

૯૫ આ અમારૂં બહુ વિચાર સાથે કહેવું થયું છે કે સર્વનું ઔષધ છે પણ મૂર્ખનું ઔષધ નથી.

૯૬ અરે! તમે બીજાની અન્યોઅન્ય બંધાયેલી પ્રીતિને અદેખાઇથી તોડવા જાઓ છો, પણ વિચાર કરો, જે આ જન્મની પ્રીતિ છે તે પણ તમે તોડાવી શકતા નથી તો જન્માંતરની બંધાઇ આવેલી પ્રીતિ કેમ તોડાવી શકશો? માટે શાંત થાઓ! શાંત થાઓ!

૯૭ આપણે (હસતાં હસતાં) 'શું તારા હાથ ભાંગી ગયા છે! શું તું આંધળો થયો છે!' આવાં આવાં કઠોર વચન કહી જે કઠોર કર્મ બાંધીએ છીએ તે પરભવમાં ઉદય આવે રૂદન કરતાં પણ છુટવાં મુશ્કેલ થઈ પડશે, માટે વચન બોલો તે ઘણાં વિચારીને બોલો.

૯૮ મનુષ્યો સુઇ રહે છે પણ તેનો પુણ્યરૂપી દિવો સુઇ રહેતો નથી.

૯૯ ૧ જનની (માતા), ૨ જન્મભૂમિ, ૩ પ્રાતઃકાળની મીઠી નિદ્રા, ૪ કોમળ વચનથી બંધાયેલી મિત્રતા, અને પાંચમો પ્રિયજન, આ પાંચને બહુ મુશ્કેલીથી છોડી શકાય છે.

૧૦૦ આપણે આ સંસાર રૂપી નાટકમાં નટની પેઠે અનેક પ્રકારના વેશ લાવી લાવીને થાકયા, હવે તો એવો વેશ લાવો કે જેથી મુક્તિ રૂપી સ્ત્રીના વલ્લભ થઈએ.

૧૦૧ હે જીવ! તું તારી ઉંચી અથવા નીચી પ્રાપ્ત થયેલી અવસ્થાને જોઈ હર્ષ શોક શા માટે કરે છે? ધ્યાન દે, ગાડીનાં પૈડાં તરફ જે ભાગ હાલ ઉંચો થયેલો છે તે અનુક્રમે નીચો આવશે અને નીચો થયેલો છે તે અનુક્રમે ઉંચો આવશે, માટે મધ્યસ્થતા રાખી આત્મહિત સંપાદન કર.

૧૦૨ ચહાય તો મોટા પર્વતના શિખર ઉપર આરૂઢ થઈ જાઓ, સમુદ્રને પેલે પાર ચાલ્યા જાઓ, અથવા પાતાળમાં ચાલ્યા જાઓ, તોપણ તમને તમારૂં શુભાશુભ કર્મ કેમ છોડશે ?

૧૦૩ વનમાં અનેક પંખીઓના એક સાથે થતા અવાજમાંથી પુંસ્કોકીલ પંખી જેમ પોતાના જેવો મધુર

અવાજ સાંભળી પોતાના બચ્ચાંનું અનુમાન કરી લે છે તેમ ગુરૂ પણ પોતાના શિષ્યનું નીતિયુક્ત મધુર વચન સાંભળી તેની ઉત્તમતાનું અનુમાન કરી લે છે.

૧૦૪ ભોજનઅર્થી પુરૂષ જેમ મક્ષિકા વિનાનું સ્થાનક પસંદ કરે છે તેમ સમાધિના અર્થી પુરૂષો સ્ત્રી વિનાનું સ્થાનક પસંદ કરે છે.

૧૦૫ દોરંગી અને દિવાની દુનિયાનો વિશ્વાસ શો ? ઘડીમાં આમ બોલે ને ઘડીમાં તેમ બોલે, માટે આપણે ઉભય (બન્ને) લોક હિતકારી ચાલતું કામ બંધ રાખો નહીં.

૧૦૬ ખરૂં છે, ભાગ્યરહિત જનો અવસર આવે વસ્તુનો લાભ લઈ શકતા નથી. કહ્યું છે કેઃ—

ભાગ્યહીનકો ના મીલે, બડી બાતકો ભોગ;
દ્રાક્ષપાક જબ કાગમાં, તબ કાગકો રોગ. ॥ ૧ ॥

૧૦૭ જે ધી(બુદ્ધિ)માન થઇ પૈસાદારથી દબાય છે, અને તેની મિથ્યા સ્તુતિ કરવા પ્રવર્ત્તે છે, તે શ્રુતદેવી (સરસ્વતીનો) ખરો પુત્ર નથી.

૧૦૮ આપણને પ્રત્યક્ષ તો ભગવાન રીખવદેવ કે મહાવીર, વિષ્ણુ, શીવ કે બ્રહ્મા કોઇ પણ નજરે આવતું નથી, પણ તેઓનું સ્વરૂપ અને તેઓના ગુણ, તેઓનાંજ

પ્રણીત કરેલાં આગમોથી જાણ્યા પછી તેની સર્વજ્ઞતાનું અનુમાન કરો.

૧૦૯ જો કાણા ઘડામાં પાણી અને ચારણીમાં સૂક્ષ્મ આટો ઘણીવાર ટકે તોજ સ્ત્રીના હૃદયમાં રહસ્યની વાત ઘણીવાર ટકે. માટે પુરૂષોએ સ્નેહમાં આવીને પણ સ્ત્રીને રહસ્ય કહેવું નહિ.

૧૧૦ કાંઈ બૌધો અમારા શત્રુ નથી, સાંખ્યો મિત્રો નથી, જિનેશ્વરે કાંઇ આપ્યું નથી, અને કૃષ્ણાદિ મતાવલંબીઓએ અમારૂં કાંઈ ચોરાવ્યું નથી, છતાં અમે જે જિનેશ્વરોમાં આસક્ત થયા છીએ તેનું એજ કારણ છે કે સદા જગતને હિતોપદેષ્ટા અને યુક્તાયુક્ત વચન વક્તા જિન સિવાય બીજો કોઈ માલમ પડતો નથી.

૧૧૧ એક દેવનું શરીર ગૌરીથી અધિષ્ટીત છે, એક દેવનું મસ્તક ગંગાથી અવગાહિત છે, એક દેવનું વક્ષસ્થલ લક્ષ્મીથી અલંકૃત છે અને એક દેવનું નિર્વિકારી શરીર યોગ સમાધિથી અલંકૃત છે. કહો, હવે પરમાત્માની પદવીનો અધિકારી કોણ ?

૧૧૨ અષ્ટાદશ દૂષણથી રહિત અરિહંત મારા દેવ, સુસાધુ મારા ગુરુ અને જિનપ્રણીત તત્ત્વ મારે પ્રમાણ-

## ફુટક મહાવાક્યો.

આવો જે અંતઃકરણમાં શુભ ભાવ ઉત્પન્ન થાય તેનુંજ નામ સમ્યક્ત્વ છે.

૧૧૩ ઇંદ્રપણું, ચક્રવર્તીપણું, અન્ય હુકમ હોદ્દા વિગેરેનું ઠકુરાઇપણું પામવું સુલભ છે પણ એક અમુલ્ય સમ્યક્ત્વરત્ન પામવું જીવને બહુ દુર્લભ છે.

૧૧૪ સમકિત પામ્યા પછી જીવને અર્ધપુદ્ગળ પરાવર્તન (ઘણોજ થોડો કાળ) સંસાર ભ્રમણ કરવો રહે છે.

૧૧૫ સમકિત અવસ્થામાં જીવ વૈમાનિક વિના બીજી ગતિનું આયુષ્ય બાંધે નહિ, પણ જો સમકિત પામ્યા પહેલાં અન્ય બીજી કોઈ ગતિનું આયુષ્ય બાંધી લીધું હોય તો તે ગતિમાં જવું પડે.

૧૧૬ સમકિત અવસ્થામાં કરેલી સતક્રિયાજ જીવને મુક્તિ દેનાર થાય છે.

૧૧૭ અતિચાર દૂષણયુક્ત અનુષ્ઠાન કરતાં કરતાં કોઈ કોઈ દિવસ નિરતિચાર અનુષ્ઠાન પણ બની આવશે.

૧૧૮ સામાયિકમાં બેસી જે પુરૂષ સ્વજન પરજનમાં અને નિંદા પ્રશંસામાં સમભાવ રાખશે તેનુંજ સામાયિક મોક્ષના હેતુભૂત થશે.

૧૧૯ તમારૂં મન સામાયિકમાં ન ટકતું હોય તો તમારા મગજને કંટાળો ન આવે અને મનને લોભાવે એવું રસિક શાસ્ત્ર વાંચવું શરૂ કરો.

૧૨૦ એક પુરૂષ પ્રતિદિન લાખ ખાંડી સુવર્ણનું દાન કરે છે, અને એક પુરૂષ શુદ્ધ ભાવથી યથાવિધિ સામાયિક કરે છે. આ બંનેમાં વધારે પુણ્યાનુબંધી પુણ્યની પ્રાપ્તિ સામાયિક કરનારને છે.

૧૨૧ આજ્ઞાખંડનકારી પુરૂષ યદ્યપિ મહાનુભુતિ સંયુક્ત તીર્થંકર ભગવંતની ત્રિકાળ પૂજા કરે અથવા મુનિપણું લઈ ગૌતમસ્વામી સદશ ક્રિયા કરે તો પણ નિરર્થક થાય છે.

૧૨૨ જેમ મૃતક ( મરી ગયેલાં ) શરીરને શૃંગારવું અને અરણ્યમાં (અટવીમાં) રૂદન કરવું નિષ્ફળ છે, તેમ વીતરાગની આજ્ઞારહિત સર્વ અનુષ્ઠાન નિષ્ફળ છે.

૧૨૩ કોઈ પુરૂષ ક્રોડ સોનૈયાનું દાન દે અને કોઇ પુરૂષ સુવર્ણમય જિનભુવન કરાવે, બન્નેને જેટલું પુન્ય થાય તેટલું પુન્ય મન, વચન અને કાયાથી બ્રહ્મચર્યવ્રત પાળનારને થાય.

૧૨૪ જેમ રાજાની આજ્ઞાનો ભંગ કરવાથી આ લોકમાં મનુષ્યને ધન વિગેરેનો દંડ થાય છે તેમ સર્વજ્ઞ ભગવાનની આજ્ઞાનો ભંગ કરવાથી જીવને પરલોકમાં અનંત સંસારભ્રમણનો દંડ થાય છે.

૧૨૫ પર્વતો ચળાયમાન થાય પણ સર્વજ્ઞનું વચન ચળાયમાન થાય નહિ.

૧૨૬ ઉપકારને વિસ્મરણ કરી અપકારને સ્મરણ કરવાની શક્તિ દુર્જનના અંતઃકરણને જીતે છે.

૧૨૭ અંતઃકરણની મલીનતા રાખી બહારથી શાંત પ્રકૃતિ રાખનાર કરતાં તામસી પ્રકૃતિવાળા મનુષ્યને તમે વધારે ઉત્તમ ગણજો; કેમકે તામસી પ્રકૃતિવાળો અંતઃકરણની શાંતિ ઈચ્છનાર છે અને પ્રતિપક્ષી ( શાન્ત પ્રકૃતિવાળો ) બહારની શાન્તિ ઈચ્છનાર છે.

૧૨૮ જ્યાં સુધી તમે રાગકેશરીને અને દ્વેષગજેન્દ્રને વશ કર્યા નથી ત્યાં સુધી સંસારઅટવીનો તમે પાર પામી શકવાના નથી.

૧૨૯ જેઓ સમુદ્રની મેખલા પર્યંત ભૂમિનું નિષ્કંટક રાજ્ય કરનાર હતા તેઓને પણ એકવાર એવો વખત આવી ગયો કે જેઓને ભોજનને માટે વીંટી અને બાજુબંધો વેચવા પડ્યા ત્યારે આપણને આ તુચ્છ વિપદાથી આશ્ચર્ય શેનું ?

૧૩૦ કદાચિત સ્ત્રી પ્રતિકૂળ વર્તણુકવાળી હોય તોપણ પુરૂષોએ પોતાની સ્ત્રીને મારવી નહીં, કેમકે તેથી ક્લેશ ઉત્પન્ન થાય છે અને ક્લેશથી ઘરની લક્ષ્મીનો નાશ થાય છે, માટે તેની સાથે મૌન રહી પ્રથક્ (જુદી) શય્યા કરશો તો તે થોડી શિક્ષા નથી.

૧૩૧ નિશ્ચય નયથી આત્મા નિર્લેપ છે અને વ્યવહાર નયથી આત્મા સલેપ છે.

૧૩૨ નિશ્ચય નયને અંતરંગમાં ધારણ કરી વ્યવહાર નય પ્રમાણે મોક્ષસાધનમાં પ્રવર્તમાન થવું આ હેતુ પુષ્ટ

કરવા લાયક છે.

૧૩૩ હે મુનિઓ ! મોહરાજાની સાથે તાજું વૈર કરી નિકળ્યા છો તો હવે દ્રવ્યથી અથવા ભાવથી કદી એકલા રહેશો નહિ.

૧૩૪ દુર્જનનું ચરિત્ર ખરેખર રીતે દુર્જન જાણે છે.

૧૩૫ જ્યાં સ્નેહ છે ત્યાં બહુ દુઃખ છે. જ્યાં સુધી સ્નેહ બંધાણો નથી ત્યાં સુધીજ સુખ છે.

૧૩૬ સ્નેહનું બંધન તોડવાને હજાર હાથી અને હજાર ઘોડા લાવવા પણ વ્યર્થ છે-અર્થાત્ તે બંધન પોતાના સિવાય કોઇ તોડી શકાવે નહીં.

૧૩૭ શ્રી મોહરાજાની રાજધાની છે એ વાત ખરી છે, પરંતુ જો તેના શરીરના અંદરના ભાગનો દેખાવ બહાર દેખવામાં આવે તો તેજ શ્રી ધર્મરાજાની રાજધાની થઈ પડે.

૧૩૮ રે જીવ ! જેને તારે જીતવા છે તે તને જીતનીય છે. વિચાર કર ! વિચાર કર !

૧૩૯ ગેરઉપયોગથી અર્થ કરનારને શાસ્ત્ર પણ શસ્ત્ર થઈ પડે છે.

૧૪૦ કોઈની હાંસી કરશો નહિ. હાંસી કરવાથી માઠું પરિણામ આવે છે.

૧૪૧ બહુ વ્યવસાયવાળાને ( વ્યાપારવાળાને ) જઇ પૂછો. હે ભાઇ ! તમને આથી કેટલું સુખ છે. જો કહે તદ્દન દુઃખ, તદ્દન દુઃખ, તો પછી આપણે તે વ્યવસાય (વ્યાપાર) થી દૂર રહેવા કેમ ઉદ્યમી ન થવું જોઇએ ?

૧૪૨ પ્રાતઃકાળમાં જેવું નિર્મળ ધ્યાન થઈ શકે છે, તેવું બીજા સમયમાં થઇ શકતું નથી.

૧૪૩ જે જમીનના હાલમાં આપણે માલીક થયા છીએ તે જમીનના પૂર્વ કાળે કેટલા માલીક થઇ ગયા અને આવતા કાળમાં કેટલા થશે તેનો વિચાર કરી પછી ગર્વ કરવો હોય તો કરજો.

૧૪૪ પંડિત પુરૂષે મૂર્ખ, દુર્વિદગ્ધ, સ્રી અને બાળક એ ચારનો કદિ પણ વિશ્વાસ કરવો નહિ.

૧૪૫ જો તમારે જ્ઞાનનું ખરેખરી રીતે આરાધન કરવું હોય તો બનતે પ્રસંગે જ્ઞાનની અને જ્ઞાનીની વિનયભક્તિ કરો અને લઘુનીતિ, વડી નીતિ, સ્નાન, મૈથુન અને ભોજન કરતી વેળાએ શબ્દ ઉચ્ચારણ ન કરશો.

श्री सद्गुरु चरणार्पणमस्तु.

આ પરમતત્વ છે તેનો મને સદાય નિશ્ચય રહો, તે યથાર્થ સ્વરૂપ મારા હૃદય વિશે પ્રકાશ કરો; મારા જન્મમરણાદિ બંધન અત્યંત નિવૃત્તિ થાઓ. હે જીવ! આ ક્લેશરૂપી સંસારથી વિરામ પામ, વિરામ પામ. કાંઈક વિચાર, પ્રમાદ છોડી જાગ્રત થા, જાગ્રત થા. નહિતો રત્નચિંતામણિ જેવો આ મનુષ્યદેહ નિષ્ફળ જશે. હે જીવ! હવે તારે સત્પુરૂષની આજ્ઞા નિશ્ચયે ઉપાસવા યોગ છે.

શ્રી ॐ શાન્તિઃ ! શાન્તિઃ ! શાન્તિઃ !

# શ્રી ગિરનારજીની તીર્થમાળ.

——:o:——

દેશી–ગૌતમ સ્વામીના રાસની.

સરસતી માત મયા કરી, દીજે વચન રસાળ;
શ્રી ગિરનાર ગિરિતણી, કહું તીરથમાળ. ૧
એ પણ સિદ્ધગિરિ ટુંક છે, પંચમી સુવિશાળ;
કંકરે કંકરે સિદ્ધજી, અનંતા સંભાર. ૨
રેવતાચળ તે મૂળ છે, જીરણગઢ ભેળો;
માંહે ત્રિશલાનંદને, *દહેરે સંભારો. ૩
ધાતુની પડિમા સાઠ છે, બીજી ચોતરીશ;
જિન ચોવીશવટ ભલા, અગિયાર કહીશ. ૪
તેહને સનમુખ ચોમુખે, જિન ચાર લહીશ;
તે પ્રણમીને ચાલીએ, રેવતાચળ જઈશ. ૫
મલગ ગોધાવાવથી, નીકળી દરવાજે;
જમણે એ વાઘેશરી, પુંઠે સરોવર છાજે. ૬
આગળ વાવ સોહામણી, જાલીમખાને બનાવી;
ચાલતાં ઝાડીમાંહી છે, દોય પરવત ભાઈ; ૭
તે વીચમાં થઈ ચાલતાં, આવી દેરા નજીક;
શિવની મુરતી તેહમાં, જોવો નજરે ઠીક. ૮

*ગામના દેરાની [illegible]ણાય છે.

સીતાપાજ ઓળંગીને, તીહાં ગાડી પરનાડે;
પંથ વહેતે આવીએ, દામોદર કુંડે. ૯
તેહની ઉપર સોહીએ, દામોદર દેવ;
વિશ્નુ જન નાહી કરી, કરે નવ નવ સેવ. ૧૦
રાધિકારૂપ સોહામણું, નરશીય મેતાને;
હાર આપ્યો તે જાણીએ, સવી દુઃખ ખોવાને. ૧૧
દેહરાં ચાર ને દેહરી, સવી મળીને વીશા;
એ પણ વીશ્નુ ધરમના, સવી થાનક જોહા. ૧૨
આગળ હડમતો વીર છે, વેરાગી અખાડે;
નાનકપંથી તીહાં વસે, સઉ વિજયાને[1] કાઢે. ૧૩
ભંગી[2] જંગી લોક છે, તેહના રહેનાર;
પણ દાનાદિક કીરીઆ નહીં, નહીં ધરમ વિચાર. ૧૪
તે જોઈ મારગ ચાલતાં, મરધી કુંડ સોહાવે;
વૈષ્ણવનું થાનક દીપતું, દેહરી ત્રણ દીપાવે. ૧૫
શંકર નાગર તેહની, વાવડી જળ પીઓ;
તીહાં વિસામો લેઇને, મનને આનંદ દીઓ. ૧૬
પાયાધારની વાવડી, સંઘો નિત આવે;
વિનયવિજયની પાદુકા, શ્રી સંઘ બનાવે. ૧૭
તળાટી પૂરી થઇ હવે, નેમના ગુણ ગાઓ;
ત્રણ ખમાસણા દેઈને, હવે ચઢીએરે ભાઇઓ. ૧૮

૧ ભાંગને. ૨ ભાંગ પીનારા.

ચઢવા માંડયું જેટલે, તવ અલીઅ[1]ખ આવે;
બારશ પાંડવ પાંચનો, પાંચ દેરી આવે. ૧૯
દ્રુપદીની છઠી કહી, દેહરી દીપાવે:
આગળ આંબલી હેઠલે, વીસામો રે ખાવે. ૨૦
તદનંતર લીલી પરબ છે, વીસામાનું ઠામ;
કાળી પરબ બીજી કહી, બેસો ગુણીજન તામ. ૨૧
ધોળી પરબ ત્રીજી ગઈ, નેમના ગુણ ગાવો;
લાડુઆ અમરત ખાઈની, પંચમી મન ભાવો. ૨૨
છેલી (છઠી) માળી પરબની, પાછળ છે રે કુંડ;
દેહ શુચિ કરી તેહમાં, પહેરો વસ્ત્ર અખંડ. ૨૩
નેમને વંદી ચાલીએ, જઇ ચઢીએ સોપાન;
માનશંઘ મેઘજીએ કીયા, શ્રાવક ચડવાને કાજ. ૨૪
ચઢતાં નેમની પોળમાં, પેસો ગુણીજન વહાલા;
જઇ પછમ[2] દ્વારે એ ભલું, દેહરે સુવિશાળ. ૨૫
માંહે આવી પ્રભુ નેમને, સ્તવીએ શુભ બોલે;
ત્રિભુવનમાંહે જોયતાં, નહીં તાહરે તોલે. ૨૬
ત્રણ કલ્યાણક તાહરા, હુવા ઇહાં મહારાજા;
દીક્ષા જ્ઞાન ને મોક્ષનાં, સુખ લીધાં તાજા. ૨૭
તે રીતે સ્તવના કરી, જુવો મૂળ ગભારો;
પડિમા ત્રણ સોહામણી, એક ધાતુની ધારો. ૨૮

૧ પાપ. ૨ પશ્ચિમ.

રંગમંડપને આળીએ, તીહાં તેર જિણેશ;
પાછળ ભમતીમાંહી છે, નમીએ શુભ વેશ. ૨૯
જિન પચાસ કહ્યા ભલા, નંદીશર દીપો;
બાવન પડિમા તેહમાં, નમી કરમને જીપો. ૩૦
સમેતશિખરની થાપના, તીહાં વીશ જિણંદ;
ચોવીશવટ્ટા હોય છે, પ્રણમો આણંદ. ૩૧
શ્રી પદ્માવતીને વંદીએ, હોય ગણપતી સારા;
એ સઉ પાછળ જોઇને, તેમ નીકસું દુવારા. ૩૨
નેમને સનમુખ મંડપે, ચૌદશેં ને બાવન;
ગણધર પગલાં શોભતાં, પ્રણમો ભવી જન. ૩૩
પાસે એક છે ઓરડી, તેમાં કાઉસ્સગીઆ,
મોટા અદ્ભૂત સુંદરે, સુજ મનમાં વસીઆ. ૩૪
મૂળ ગભારાના દક્ષિણ-દ્વારે નીકળીજે;
અંબની હેઠે પાદુકા, નેમની પ્રણમીજે. ૩૫
જોડે માતા ચક્રેશ્વરી, દેહરીમાંહે સોહે;
પાછળ દેહરે એક છે, દોય પગલાં માંહે. ૩૬
રીખભ નમીને ચાલીએ, પુઠે દેહરી એક;
રાજીમતીની પાદુકા, સંગે દેહરે નજીક. ૩૭
ગોવરધન જગમાળનું, લિજે રીખભ સુપાચે;
આગળ દેહરી હોયમાં, દોય પગલા વીચે. ૩૮
પાછળ દેહરી તેહમાં, પ્રણમી રીખભના પગલાં;
પ્રેમચંદ શાહે થાપીઆ, શ્રાવક નમે સઘળા. ૩૯

નેમજીની પાછળ ભોંયરૂ, અમીઝરાજી પાસ;
સંગે પડિમા હોય છે, નમતાં શિવ તાસ. ૪૦
ઉપર જીનિતસ્વામીની, મૂરતિ છે સુખકારી;
બીજી રહેનેમિ તણી, મૂરતી છે રૂપારી.[૧] ૪૧
મૂળ કોટને દેહરે, ચોરાસી ધારો;
નેવું જિનને વાંદીએ, એ છે ભવજળતારો. ૪૨
નેમીથી પૂરવ દિશીએ, છે દિગંબર ભવન;
પડિમા એક જુહારીએ, તે નિરખો સોમન. ૪૩
માંડવી વાળો ગુલાબશા, તેણે કુંડ બનાવ્યો;
આંબાની છાયા હેઠલ ભવી, જન મન ભાવો. ૪૪
વસ્તુપાળને દેહરે, તીહાં ચોમુખ થાપો;
તેજપાળના હોય છે, દેહરે જસ વ્યાપો. ૪૫
એક દેહરે જિન એક, બીજે ચોમુખ સાર;
પાછળ માંડવી શહેરનો, શા ગુલાબ વિચાર. ૪૬
તેણે દેવળ બંધાવીઉ, તીહાં એક જુહારો;
જોડે સંપ્રતિ રાયનું, જુનું દેહરૂ નિરધારો. ૪૭
તેહમાં નેમિજિણંદજી, તુજ લાગું પાય;
પાછળ જ્ઞાન વાવ છે, જળ અતિ સુખકાર. ૪૮
પદમ દ્રહની ઉપમા, પદપંકજ સફળો;
ભીમકુંડ સોહામણો; ધન ખરચ્યું અઘળો[૨]. ૪૯

૧ સારી. ૨ અનર્ગલ.

ભીમ પાંડવે બંધાવીઓ, મનમાંહે વિચાર;
ઉપર કુમારપાળનું, જુનું દેહરૂં સુધાર. ૫૦
નેમ જિનેશ્વર ચૈત્યથી. ઉત્તર દિશે વારૂ;
દેહરૂં અદ્‌ભુત શ્યામ છે, પ્રણમું ત્રણ વાર. ૫૧
તીહાં આરસમેં કોરણી, માંહી ચોવીશવટ્ટો;
વખતશાહે તે કીયો, તેમાં જુવો પરમટ્ટો. ૫૨
તેહને સન્મુખ દેહરૂં, પદમચંદે કીધું;
પંચમેરૂ કરી થાપીઆ, સેવક કારજ સીધ્યું. ૫૩
વીશ જિનેશર તેહમાં, બેઠા મહારાજા;
તેહને જમણે પાસેઅ છે, વણથળી સંઘ તાજા. ૫૪
તેહના દેહરામાંહ્ય છે, બહુ થાંભા સોહાવે;
અનોપમ કોરણીએ કરી, જોઇ શીશ ધુણાવે. ૫૫
સહસ ફણા પ્રભુ પાસજી, તેહમાં કાનદાસ;
થાપ્યા હોય જિણંદજી, તેમાં જુવો ઉલ્લાસ. ૫૬
પાછળ ભમતી દેહરે, કહી અડતાળીશ,
તીહાં સુહંકર સાહીબા, જાણો પીસ્તાળીશ. ૫૭
પ્રભુજીને જમણે જોઇએ, અષ્ટાપદ દેહરૂં;
ચાર આઠ દશ દોયને, હું પ્રણમું સવેરૂં. ૫૮
જિનજીની ડાબી દિશીએ લહું, દેહરે ચોમુખ વારૂ;
ચાર જિનેશર તેહમાં, નિત ઉઠીને જુહારૂં. ૫૯
સંગરામ સોનીને દેહરે, કોરણીની જુગત;
મોટા મંડપ માંડીઆ, કેતી કહું વિગત. ૬૦

તેહમાં સહસફણા પ્રભુ, એક છે મહારાજા;
પાછળ જોધપુરી ભલો, અમરશંધ છે તાજા. ૬૧
તેહને દેહરે એક છે, જિનજી સુખકારો;
તીહાંથી ઉત્તર દેહરે, જિન એક સધારો. ૬૨
પાછળ ગજપદ કુંડ છે, નેહ આણીને નિરખો;
ગરશીને કશીઉ નિરખતાં, મુજ આતમ હરખો. ૬૩
મેલગવશીએ ચૈત્ય છે, જિનમંદિર મોટા;
એકસો બત્રીશ મેં ગણી, દેહરા સવી છોટા. ૬૪
સરવે મળીને દેહરાં, દેહરી એકસો અડતાળીશ;
તેહમાં પ્રભુજી ચારસો, ઉપર બતરીશ. ૬૫
નેમને વાંદી ચાલીએ, સહેસાવન જઇએ;
વસ્તુપાળના દેહરા, પાસેથી વહીએ. ૬૬
ઉપર ચઢતાં દક્ષિણે, રાજીમતીની ગુફા;
પેસીને રાજીમતી વંદીએ, રહેનેમિ ઉભા. ૬૭
વંદીને આગળ ચાલીએ, આવી ગૌમુખી ગંગા;
તીહાં ચોવીશ જિણંદના, પગલા સુખકંદા. ૬૮
પ્રણમીને આગળ ચાલતાં, આવ્યો ઝંપાપાત[૧];
તે થાનક હોય દેહરા, સુંદર વિખ્યાત. ૬૯
તીહાં પગલાં રામચંદ્રના, જોડે નેમનંદી;
આગળ ઇશ્વરદાસને, પગલે સઉ વંદી. ૭૦

૧ ભેરવ જવ.

ડગલાં ભરતાં પ્રાણીઆ, આવી હાથી પોળ;
તીહાં પેસીને ઉતર્યા, સહેસાવન ઝોળ. ૭૧

મારગ વીકટ ઝાડી બહુ, ઉતર્યા જોવા હેઠા;
દેરીએ નેમની પાદુકા, નમતાં દુઃખ નાઠા. ૭૨
તે થાનક પ્રભુ નેમને, સંજમ કેવળ નાણ;
રાજીમતીને પણ તીહાં, જે થાનકે સુવિહાણ. ૭૩
તે કારણ ભવી પ્રાણીઆ, પૂજો પ્રભુજીનાં પગલાં;
કેશર ચંદન લેઈને, જેમ દુઃખ જાય સઘળાં. ૭૪

ગીત ને નૃત્ય બનાવીને, પ્રણમી પાછા ચાલો;
ગૌમુખી ગંગા આવીને, બીજી ટુંક સંભારો. ૭૫

રાજારામે બંધાવીઆ, પગથીઆ સોહંત;
જાણો રહેનેમિતણુ, દેહરે સુણો સંત. ૭૬

સોપાન ચઢીને ચાલતાં, આવ્યા માતાજી અંબા;
અનોપમ કોરણીએ કરી, દેહરે ઘણા થંભા. ૭૭

વાહન સિંહની ઉપરે, બેઠા જગદંબા;
મિથ્યાત્વી કહે માહરા, એ છે જગદંબા. ૭૮

ને ખોટું કરી માનીએ, સહી શાસન ભગતી;
નેમની એ અધિષ્ઠાયિકા, કહી શાસ્ત્રમાં જુગતી. ૭૯
તે અંબા પ્રણમી કરી, નીકળી જુવો દ્વાર;
શિવની મૂરતી દીપતી, જોઈ ચાલો વિચાળ. ૮૦
ત્રીજી ટુંક જોઈ કરી, નેમના પાય વંદો;
કોરણીએ કરી શોભતી, દેહરી જોઈ આણંદો. ૮૧
મિથ્યાત્વી કહે છે ગોરખ-નાથના એ પગલાં;
ચોથી ટુંક ભણી ધરો, ભવીઅણ તમે ડગલાં. ૮૨

તે પણ નેમની પાદુકા, વળી સુંદર પડિમા;
ગોસાંઈ ઓઘડનાથની, જોગ કહી એમા. ૮૩
ગોસાંઈ વેરાગીઓ કરે, નીત નીત સેવા;
તીહાંથી ચાલતા હેઠલે, જમણે તતખેવા. ૮૪
અસલી કુમાર અતીતનું, થાનક છે રૂડું;
કુંડ કમંડળ હેઠલે, નહીં ભાખું કુડું. ૮૫
તેહની ઉપર ચાલતાં, આવી પાંચમી ટુંક;
વીખમ મથાળે ચઢતાં થકાં, તીહાં પગલાં ટુંક. ૮૬
કેશર ચંદન લેઈને, પગલાંને રે પૂજે;
પડિમા એક છે આળીએ, એ વાંદો વળી દુજે. ૮૭
નેમ થયા તે થાનકે, શિવના અધિકારી;
ધરમી જીવ ભેળા મળી, વંદે નરનારી. ૮૮
શ્રાવક કહે પ્રભુ નેમની, એહ પડિમા છે;
બ્રાહ્મણ શંકરાચાર્યની, કરી ઠરાવે છે. ૮૯
જેહ જેહના મનમાં વસ્યું, તેહ તેમ ઠરાવે;
આગળ પંથે ચાલતાં, ત્રણકું મત આવે. ૯૦
પગલાં શ્રી જિન નેમના, કરી સાધ ઠરાવે;
દત્તાત્રયની પાદુકા, ગોસાંઈ બનાવે. ૯૧
પાંડવ પાંચે ગુફા ભલી, જોઈ આતમ નીરખો;
છઠ્ઠી ટુંકે કાળિકા, દેખી મનમાં હરખો. ૯૨
ચાલતાં આગળ આવીઆ, વાઘેશરી માતા;
સાતમી ટુંક સોહામણી, જુવો નજરે ઉજાતાં. ૯૩
તીહાં રસ કુંપીનો કુંડ છે, રૂપા સોનાની સિદ્ધિ;

રયણની પડિમા એક છે, નમું હું બહુ બુદ્ધિ. ૯૪
ત્રીજા ભવમાં મોક્ષમાં, જનારો જે પ્રાણી;
તે ભવિયણ નિત વાંદશે, કહે શાસ્ત્ર પ્રમાણી[1]. ૯૫
ત્યાંથી ફરીને આવીને, પ્રભુ નેમ જુહારો;
નાટક પૂજા હુંપથી, કરો જનમ સુધારો. ૯૬
નેમજી પોળને બાહરે, લાખાવન સારૂં;
રૈવતાચળને ઠાણ છે, જઈ આતમ તારૂં. ૯૭
ઇત્યાદિક ગિરનારના, બહુ ઠાણ અનેરાં;
છે પણ જેટલું ભાળીયું, તેટલું ઈહાં સારાં. ૯૮
ભાખ્યું બે તે નજરે જોઈને, તે સહી કરી માનો;
સઘળા તીરથનો નાયક, ગિરનાર વખાણો. ૯૯
શ્રી ગિરનાર ગિરિતણી, કહું તીરથમાળ;
નેમના ત્રણ કલ્યાણક, જપતાં જયજયકાર. ૧૦૦
સંવત[2] અગની સાગર મહી,[3] ચંદરને ભેળો;
તાપસ માસની ઉજળી, રસમાંહીજ મેળો. ૧૦૧
સુરગુરૂ સુવાર[4] જાણીએ, ગુરૂ વિવેક પસાય;
મયાસાગર કહે પુન્યથી, નેમના ગુણ ગાય. ૧૦૨

ઇતિ શ્રી ગિરનારજીની તીર્થમાળ.
સં. ૧૯૮૨ના ફાગણ વદ ૨ જે લખી છે.
શ્રી માતરથી લખી લાવ્યા છે.

---

૧ ત્રીજા ભવમાં મોક્ષ જનારાને તે પ્રતિમાના દર્શન થાય છે.
૨ ૧૭૭૩. ૩ સાત પૃથ્વી. ૪ વૈશાખ શુદિ ૬ ગુરુવાર.

# શ્રી આત્મશિક્ષા ભાવના.

—:o:—

## મુનિ પ્રેમવિજયજી વિરચિત.

(આત્મશિક્ષા ભાવના—આ બીજી અનેક બુકમાં છપાયેલ છે પણ તેમાં પ્રથમના ૨૬ દુહા નથી. ૧૯૨ પૈકી ૧૭૭ આપ્યા છે. વચ્ચે છુટક છુટક ૫ દુહા રહી ગયેલા છે. છેવટના ૫-૭ દુહા આવ્યા નથી અને કર્ત્તાનું નામ આવી ગયા પછી ૬૧ દુહા (૨૩૮ સુધી) બીજા કોઇના કરેલા નાખેલા છે. કર્ત્તાનું નામ પણ બરાબર નથી. શ્રી વિજયસેનસૂરિ તો આના કર્તાના ગુરૂના ગુરૂ છે. તેના તો પ્રથમ નામ આવેલા છે. આના કર્ત્તા તો મુનિ પ્રેમવિજયજી છે. આ સ્તવનની રચના સં. ૧૬૬૨ના વૈશાક શુદિ ૧૫ ને ગુરૂવારે થઇ છે.)

દુહા.

શ્રી જિનવર મુખવાસિની, જગમેં જ્યોતિ પ્રકાશ;
પદ્માસન પરમેશ્વરી, પૂરે વંછિત આશ. ૧
બ્રહ્મસુતા ગુણ આગલિ, કનક કમંડળ સાર;
વીણા પુસ્તક ધારિણી, તું ત્રિભુવન જયકાર. ૨
શ્રી સરસતિ જિન પાય નમી, મન ધરી હર્ષ અપાર;
આતમશિક્ષા ભાવના, ભણું સુણો નરનાર. ૩
રે જીવ! સુણ તું બાપડા, હીયે વિમાસી જોય;
આપ સવારથ સહુ મળ્યું, તાહરૂં નહીં જગ કોય. ૪

ધર્મ વિના સુણુ જીવડા, તું ભમીઓ ભવ અનંત;
મૂઢપણે ભવ તેં કિયા, ઈમ બોલે ભગવંત. ૫
લાખ ચોરાશી યોનિમાં, ફિરિ ફિરિ લીઓ અવતાર;
એકેકી યોનિમાંહિ વળી, અનંત અનંતી વાર. ૬
ચઉદરાજ પરમાણુઆ, સોય અગ્ર ભાગ ઠામ;[1]
કર્મવશે જીવ તું ભમ્યો, મુરખ ચેતન તામ. ૭
નિગોદ સૂક્ષ્મ બાદર, પુદ્દગળ અનંત અપાર;
એતો કાળ તું તિહાં રહ્યો, હવે કર હઇયે વિચાર. ૮
સાસ ઉસાસા એકમાં, મરણ સત્તર અધ કીધ;[2]
સૂક્ષ્મ નિગોદમાં વળી, એ જિન વચન પ્રસિદ્ધ. ૯
નરય વિગળેદ્રિ તિરયગતિ,[3] ભવકીયા બહુ હેવ;
ભુવનપતિ વ્યંતર જ્યોતિષી, ઓર વિમાનિક દેવ. ૧૦
ઈમ ભમતાં ભમતાં લીઓ, મનુઅ જનમ અવતાર;
મિથ્યાતપણે ભવ નિગમ્યો, કાજ ન સિદ્ધ્યો લગાર. ૧૧
જગમાં જીવ અછે બહુ, એકકે સું અનંતી વાર;
વિવિધ પ્રકારે સગપણ કીયા, તું હિયા સાથ વિચાર. ૧૨
તો કુંણ આપણો પારકો, કુંણ વેરી કુંણ મિત્ત;
રાગ દ્વેષ ટાળી કરી, કર સમતા એક ચિત્ત. ૧૩

૧ ચૌદરાજ લોકમા સોયના અગ્ર ભાગ જેટલું પણ તારા જન્મ મરણ વિનાનું રહેલું નથી. ૨ સાડાસત્તર ભવ કર્યા. ૩ નારકીમા, વિકળેન્દ્રિમાં ને તિર્યંચ પંચેન્દ્રિમાં.

પૂર્વ કોડીને આઉખે, જ્ઞાની ગુરૂ અપાર;
ઉતપત્તિ કહી જીઉ તાહરી, કહેતાં ન આવે પાર. ૧૪
પુત્ર પિતાપણે અવતરે, પિતા પુત્રપણે જોય;
માતા સગપણ નારી મિલી, નારી પણ માતા હોય. ૧૫
સુતો સુપન જંજાળમાં, પામ્યો જાણે રાજ;
જબ જાગ્યો તબ એકલો, સહજ ન સીજે કાજ.[1] ૧૬
તિમ કુટુંબ સહુ મિલ્યું, ખોટી માયા જાળ;
આય પહોતે* આપણી, ખિણમાં થાય વિસરાળ. ૧૭
સોદો લેયણ જણ મળે, જિહાં જુઉસહિ[2] હાટ;
આથ સારૂ[3] વિવસાય કરી, ફિરિ ચાલ્યા નિજવાટ. ૧૮
તિમ ભવ ભવ ભમતાં સવિ, મળ્યા કુટુંબ જો હાટ;
પુન્ય પાપ વિવસાય કરી, જોઉ ઉતરિએ ઘાટ. ૧૯
એમ કુટુંબ મળ્યો કારમો, માય અને વળી તાય;
બંધુ ભગિની ભારજા, કો કહે નો ન કહાય. ૨૦
નવ નવા નાટક તું વળી, નાચ્યો કરી બહુ રૂપ;
નાટિક એકસ્યું[4] નાચીઓ, જો છુટે ભવકૂપ. ૨૧
ઉત્તમ કુળ નરભવ લહી, પામ્યો ધર્મ જિનરાય;
પ્રમાદ મૂકી કીજીએ, ખિણ લાખીણો જાય. ૨૨
જિસ્યું કીજે તિસ્યું પાઇએ, કરે તેસા ફળ જોય;
સુખ દુઃખ આપ કમાઇએ, દોષ ન દીજે કોય. ૨૩

૧ એવા સ્વપ્નના ગમનથી કાર્યસિદ્ધિ ન થાય. *આયુ પૂરૂં થાય ત્યારે
૨ દરિયાણાવ [illegible] લક્ષ્મી મેળવવા સારૂ. ૪દરેકની સાથે

દોષ દીજે નિજ કર્મને, જેણે નવિ કીધો ધર્મ;
ધર્મ વિના સુખ નવિ મળે, એ જિનશાસન મર્મ. ૨૪
વાવી ફૂરી કોદરી, તો કયું ભુગીએ સાળ;
પુન્ય વિના સાવ જીવડા, આશા આળપંપાળ. ૨૫
આયુ પહોતે આતમા, કોઇ નવિ રાખણહાર;
ઇંદ્ર ચંદ્ર જિનવર વળી, ગયા સવિ નિરધાર. ૨૬
મોડામોડ[1]ન કીજીએ, ન કીજે મોટી વાત;
કોડી અનંતમેં વેચીઓ,[2] ત્યારે કીહાં ગઈ જાત. ૨૭
આપ સરૂપ વિચાર તું, જો હોય હીયડે સાન;
કરણી તેહવી કીજીએ, જિમ વાધે જગ વાન. ૨૮
ઘડપણે ધર્મ થાયે નહીં, જોવન એળે જાય;
પંચ વેગળ ધસમસ કરી, પછે ફરી પછતાય. ૨૯
જરા આવી જોવન ગયો, શિર પળિયા થયા કેશ;
લહુતા તો છાંડી નહીં, ન કરે ધર્મ લવલેશ. ૩૦
પંચેંદ્રી જિહાં[3] પરવશ, રોગ જરા નાવંત;
જોવન ચંચળ જાવે સદા, કરી લે ધર્મ મહંત. ૩૧
છુટે હાથ ન વાવર્યો, સંબળ[4] ન કીજે સાથ;
આયુ ગય મન ચેતીઓ, પછે ઘસે નિજ હાથ. ૩૨
ધન જોવન નર રૂપનો, ગર્વ કરે તે ગમાર;
કૃષ્ણ બળભદ્ર દ્વારિકા, જાતાં ન લાગી વાર ૩૩

૧ અભિમાન. ૨ એક કોડીને અનંતમે ભાગે વેચાણો (કુંડ-સુળમાં હતો ત્યારે.) ૩ જિહાંસુધી. ૪ ભાતું.

આઠ પહોર તું ધસમસી, ધનાર્થે દેશાંતર જાય;
સો ધન મેળ્યું[1] તાહરે, ઓરજ કોઈ ખાય. ૩૪
આંખતણે ફરકડે, ઉથલપાથલ થાય;
ઈશ્યું જાણી જીવ બાપડા, મ પડીશ મમતામાંય. ૩૫
માયા સુખ સંસારમાં, તે સુખ સહિ અસાર;
ધર્મપસાયે સુખ મિલે, તે સુખ નાવે પાર. ૩૬
નયન ફરૂકે જિહાં લગે, તિહાં[2] તાહરૂ સહુ કોય;
નયન ફરૂકત જબ રહી, તબ તાહરૂ નહીં કોય. ૩૭
પાપ કીયા જિઉ[3] તે બહુ, ધર્મ ન કીયો લગાર,
નરક પડયો તવ કર ચડયો, પડયો કરે પોકાર. ૩૮
કોઇ દિન રાણો રાજીઓ, કોઇ દિન ભયો તું દેવ;
કોઈ દિન રાંક તું અવતર્યો, કરતો ઓરજ સેવ.[4] ૩૯
કો દિન કોઠી પરવર્યો, કો દિન નહીં કો પાસ;
કો દિન ઘરઘર એકલો, ભમે સહી જ્યું દાસ. ૪૦
કો દિન સુખાસન પાલખી, જેઠમચી ચકડોળ;
રથ પાળા આગળ ચલે, નિતનિત કરત કલોલ. ૪૧
કો દિન કૂર કપૂર તું, ભાવત નહીં લગારઃ
કો દિન રોટી કારણે, ભમે તું ઘર ઘર બાર. ૪૨
હીર ચીર અંગે પહેરીઆ, ચુવા ચંદન બહુલાય;
સો તન જતન કરંત થેં, ખિણમાંહી વિઘટાય.[5] ૪૩

---

૧ એકઠું કરેલું. ૨ ત્યાં સુધી. ૩ રે જીવ! ૪ બીજાની સેવા.
૫ નાશ પામે.

આતમે ગોખ તું શોભતો, કામિની ભોગવિલાસ;
એક દિન ઓહી આવશે, રહેશો હિ વનવાસ. ૪૪
રૂપે દેવકુમાર સમ, દેખત મોહે નરનાર;
સો નર બિણુ એકમાં વળી, બળી જળી હોવે છાર. ૪૫
જે બિના ઘડીય ન જાવતી, સો વરસાં સો જાય;
તે વલ્લભ વિસરી ગયા, ઓરહિરયું ચિત્ત લાય. ૪૬
દેખત સબ જગ જાતુહી, થીર ન રહે સવિ કોય;
ઇસ્યું જાણી ભલું કીજીએ, હિયડે વિમાસી જોય. ૪૭
સુરપતિ સવિ સેવા કરે, રાયરાણા નરનાર;
આયુ પહોતે[1] આતમા, જાત ન લાગે વાર. ૪૮
દેખત નર અંધા હુઆ, જે મોહ વીંટયા બાળ;
ભણ્યા ગુણ્યા મૂરખ વળી, નરનારી બાળ ગોપાળ. ૪૯
રાત દિવસ નિજ નારસ્યું, તું રમતો મનરંગ;
જે જોઈએ તે પૂરતો, ઉલટ આણી અંગ. ૫૦
સો રામા[2] જીઉ તાહરી, ખિણમાંહી વિઘટાય;
સ્વારથ પહોચત જબ રહ્યો, તબ ફરી વેરી થાય. ૫૧
સમુદ્ર દ્વીપ સાયર સવે, પામ્યો કો તસ પાર;
નારી રિદે દો આંગળા, કો નવિ પામ્યો પાર.[3] ૫૨
બ્રહ્મા નારાયણ ઇશ્વર, ઇંદ્ર ચંદ્ર નર કોઉ;

૧ આયુ પૂરૂં થયે. ૨ સ્ત્રી ૩ કોઈ પુરૂષ બધા દ્વીપ સમુદ્રનો પાર પામે પણ બે આંગળ જેવડા સ્ત્રીના હૃદયનો પાર પામી ન શકાય.

લલના વચને હોઇ લાલચી, રહ્યા તે બે કર જોડ. ૫૩
નારીવદન સોહામણો, પણ વાઘણ અવતાર;
જેહ નર એહને વશ પડયા, તસ લુંટયા ઘરબાર. ૫૪
હસ્ત મુખ દીસે ભલી, કરતી કારમો નેહ;
કનકલતા બાહીર જીસી, અંતર પીતળ તેહ. ૫૫
પહેલી પ્રીતિ કરે રંગશ્યું, મીઠાબોલી નાર;
નરને દાસ કરી આપણો, પછે મુકે ઠોકર માર. ૫૬
નારી વદન તળાવડી, બુડયો સકળ સંસાર;
કાઢણહારો કો નહીં, બુડયા બુંબ ન વાર. ૫૭
વિશ વિશ્વાના જે નરા, કોઇ નહીં તસ વંક;
પણ નારી સંગતે તેહને, નિશ્ચે ચઢે કલંક. ૫૮
મુંજ ને ચંડપ્રદ્યોતન, દાસીપતિ પામ્યા નામ;
અભયકુમાર બુદ્ધિઆગળો,[૧] તેહ ઠગ્યો અભિરામ. ૫૯
નારી નહીં રે બાપડા, પિણ એ વિષની વેલ;
જો સુખ વાંછે સુગતિનાં, તો નારી સંગત મેલ. ૬૦
નારી જગમાં તે ભલી, જેણે જાયો પુરૂષ રતન;
તે સતી નિત પાયે નમું, જગમાં તે ધન ધન. ૬૧
તું પરકામ કરે સદા, નિજ કાજ ન કરે લગાર;
અખત્ર નખત્ર કરીય તું, કિમ છુટીશ ભવપાર. ૬૨
પાપઘડો પૂરણ ભરી, તેં લીધો શિર ભાર;

[૧] બુદ્ધિમાનમાં શ્રેષ્ટ.

તે કિમ છુટીસ જીવડા, ન કરી ધર્મ ઉછાહ. ૬૩
ઈર્ષ્યું બલે કુકપટ, છળ છિદ્ર તું છાંડ;
તે છાંડીને જીવડા, જિનધર્મે ચિત્ત માંડ. ૬૪
જેણે વચને પરદુઃખ હોયે, જેણે હોય પ્રાણી ઘાત;
ક્લેશ પડે નિજ આતમા, તજ તેહિત વાત. ૬૫
જિમ તિમ પરસુખ દીજીએ, દુઃખ ન દીજે કોય;
દુઃખ દેઈ દુઃખ પામીએ, સુખ દેઈ સુખ હોય. ૬૬
પારકી નિંદા જે કરે, કુડાં દેવે આળ;
મર્મ પ્રકાશે પરતણાં, તેથી ભૂંડો ચંડાળ. ૬૭
ષટમાસીને પારણે, એક ચીય[2] વહે આહાર;
કરતો નિંદા નવિ ટળે, તસ દુરગતિ અવતાર. ૬૮
છાર ઉપર જિમ લીંપણો, તિમ ક્રોધે તપ કીધ;
તસ તપ જપ સંજમ સુધા, એકે કાજ ન સીધ. ૬૯
પૂર્વ કોડીને આઉખે, પાળી ચારિત્ર સાર;
સુકૃત સુદો સવિ તેહનું, ખિણમાં હોવે છાર.[3] ૭૦
પર અવગુણ સરસવસમ, અવગુણ નિજ મેરૂસમાન;
કાં કરે નિંદા પારકી, મૂરખ આપ નિજ સાન. ૭૧
પરઅવગુણ જિમ દેખીએ, તિમ પરગુણ તું જોય;
પરગુણ લેતા જીવડા, અક્ષય અજરામર હોય. ૭૨

૧ હે ઉત્તમ પુરૂષ! ૨ એક દાણો. ૩ ક્રોધથી ધૂળ જેવું થઈ જાય.

ક્રોધી નર રહેવે[1] સદા, કહેતાં ઉલટી રીસ;
તે છોડી દૂર આવતા, રહિએ જોયણ પણવીસ. ૭૩
ગુણ કીધાં માને નહીં, અવગુણ માંડી મૂળ;
તે નર સંગત છાંડીએ, પગ પગ માથા શૂળ. ૭૪
નિંદા કરે જે પરતણી, તે જીવો જગમાંય;
મળમૂત્ર ધોયે પરતણા, પછે અધોગતિ જાય. ૭૫
જે મળમૂત્ર ધોયે સદા, ગુણવંતના નિશદિસ;
તે દુર્જન જીવો ઘણું, જગમાં કોડી વરિસ. ૭૬
સજ્જન દુર્જન કેમ જાણીએ, જબ મુખ બોલે વાણ;
સજ્જન મુખ અમૃત લવે, દુર્જન વિષની ખાણ. ૭૭
નરભવ ચિંતામણિ લહી, આલે[2] તું મમ હાર;
ધર્મ કરીને જીવડા, સફળ કરો અવતાર. ૭૮
સકળ સામગ્રી તેં લહી, જેણે તરીએ સંસાર;
પ્રમાદ વશે ભવ કાં ગમે, કર નિજ હીયે વિચાર. ૭૯
દીઓ ઉપદેશ લાગે નહીં, જો નવિ ચિંતે આપ;
આપ સરૂપ વિચારતાં, છૂટીજે સવિ પાપ. ૮૦
જિણે રસ પાપ કીયા તુમે, તિણે રસ કર તું ધર્મ;
અખત્ર નખત્ર ભય અનંતના, છૂટીજે સવિ કર્મ. ૮૧
જિમ આઉખા દિન ગુણી, વરસ માસ ઘડી માન;
ચેતી શકે તો ચેતજો, જો હોવે હિયડે સાન. ૮૨

૧ રાખે. ૨ ફોગટ.

ધર્મકારણ તું ઝળકળે, ધર્મ કરી થાયે સૂર;
અનંત ભવનાં પાપ સવિ, ખિણમાં જાયે દૂર. ૮૩
જે રચના દિન ઉગતે, તે રચના નહીં સાંય;
ઇસ્યું જાણી રે જીવડા, ચેતહી હીયડા માંય. ૮૪
આશા અંબર[1] જેવડી, મરવો પગલાં હેઠ;
ધર્મ વિના જિસ દિન ગયા, તેણે દિન કીધી વેઠ. ૮૫
રે જીવ સુણ તું બાપડા, મ કરીશ ગર્વ ગમાર;
સુરૂપરૂપ દેખી કરી,[2] નિજ જીવશું તું વિચાર. ૮૬
કર્મથી કો નવિ છૂટીએ, ઇંદ્ર ચંદ્ર નરદેવ;[3]
રાય રાણા મંડળિક વળી, અવર નરજ કુણ હેવ. ૮૭
વરસ દિવસ ઘર ઘર ભમ્યા, **આદિનાથ** ભગવંત;
કર્મવશે દુઃખ તિણે લહ્યાં, જે જગમાં બળવંત. ૮૮
**પાર્શ્વજિણંદ** પ્રતિમા રહ્યા,[4] ઉપસર્ગ કીયો સુરેંદ;[5]
તે ઉપસર્ગને ટાળીઓ, પદ્માવતી ધરણેંદ. ૮૯
કાને ખીલા ઘાલીઆ, ચરણે રાંધી ખીર;
તેહને કર્મે નડયો, ચોવીશમા **શ્રી વીર**. ૯૦
**શ્રીમલ્લી** માયા તપ કરી, પામ્યા નારી અવતાર;
સુરપતિ કોડ સેવા કરે, કર્મનો એહ પ્રકાર. ૯૧
પુરૂષવિષે ચૂડામણિ, **ભરત** નરેસર રાય;

---

૧ આકાશ. ૨ વિનાશી દેખીને. ૩ ચક્રવર્તી. ૪ કાઉસગ્ગ ધ્યાને રહ્યા.૫ મેઘમાળી દેવે.

બાહુબળે હાર મનાવીઓ, આજ લગે કહેવાય. ૯૨
કીધાં કર્મ ન છૂટીએ, જેહનો વિસમો બંધ;
બ્રહ્મદત્ત નરચક્કવઇ, સોળ વરસ લગે અંધ. ૯૩
આઠમો સુભૂમ ચક્કવઇ, જસ રિદ્ધિ તણો નહીં પાર;
કર્મવશે પરિવારશ્યું, બુડયો સમુદ્રમઝાર. ૯૪
પાંચ પાંડવ અતુલી બળી, તેહું ભમ્યા વનવાસ;
એસા પુરૂષ જગમાં વળી, દીનપણે ફર્યા નિરાસ. ૯૫
રામલખમણ જગમાં વળી, જેહનો જપે સવિ નામ;
તે પણ વનવાસે રહ્યા, જે બહુ ગુણના ધામ. ૯૬
રાવણ વિકટ રામે હણ્યો, કૃષ્ણે હણ્યો જરાસંધ;
જરાકુંવરે હરિને[1] હણ્યો, દેખો કર્મપ્રબંધ. ૯૭
નિજ પુત્રી તાતે વરી, તસ કુખે સુત હેવ.
કર્મવશે જીવ ઉપન્યો, ત્રિપૃષ્ટ વાસુદેવ. ૯૮
ભમતાં ભમતાં અવતર્યો, દેવાનંદાની કુખ;
બ્યાસી રાત્ર તિહાં રહી, કર્મે લહ્યું **વીરે** દુઃખ. ૯૯
ઈંદ્ર અહિલ્યાશ્યું લુઓ, લુબ્ધ હુઓ સુરદેવ;
ઇશ્વર દેવ નચાવીઓ, પારવતી પીયુ હેવ. ૧૦૦
માસખમણને પારણે, કુળવાળુઓ અણગાર;
ચિત્ત વળગ્યો સંગ નારીએ, ચુકત ન લાગી વાર. ૧૦૧

૧ કૃષ્ણને.

પાંચસયાં રામા તજી, લીધો સંજમ ભાર;
દશ દશ નંદિષેણ બુઝવ્યા, નર કોરયા હરબાર. ૧૦૨
બાંધી તાંતણે સૂત્રના, વીંટયો આર્દ્રકુમાર;
સુત મોહીની વશ ઘર રહી, પછે લીઓ સંજમ ભાર. ૧૦૩
પંચસયાં મુનિ નેમના, ઓર શ્રી પાસના બાર;
ભોગ કારણ સંજમ તજી, માંડયો તિણે ઘરબાર. ૧૦૪
નવાણું કોડી કંચન તજી, ઓર તજી આઠ નાર;
તે દુઃકર નિત વંદીએ, શ્રીજંબુ નિજ કાજ. ૧૦૫
એક કન્યા કોડી કંચન, તજી જેણે વળી દૂર;
તે વયરસ્વામીને વંદીએ, નિત્ય ઉગમતે સૂર. ૧૦૬
નવાણું પેટી સુરતણી, નિત નિત હુઈ નિર્માલ્ય;
નરભવે સુરસુખ ભોગવે, તે શાલિભદ્રકુમાર. ૧૦૭
રત્નકંબળને કારણે, શ્રેણિક આવ્યા બાર;
ગોખથકી બોલી રહ્યો, લિયો તે સંજમ ભાર.[1] ૧૦૮
આઠ નારી જેણે તજી, તે ધન્નો ધન ધન;
નારી હાસ્ય સંજમ લીઓ, રાખ્યો ઠામ જિણે મન્ન. ૧૦૯
ષટનંદન દેવકીતણા, ભદ્દિલપુર સુલસા નાર;
તસ ઘર તેઓ ઉછર્યા, રૂપે દેવકુમાર. ૧૧૦
બત્રીશ બત્રીશ પદ્મણી, બત્રીશ બત્રીશ હેમ કોડ;
નેમ સમીપે સંજમ વર્યા, તે વંદું કરજોડ. ૧૧૧

[1] શાલિભદ્રે.

સહસ પુરૂષશું સંજમ લીઓ, શ્રી નેમિસર હાથ;
તે થાવરચા[1] વંદીએ, મહોચ્છવ કર્યો યદુનાથ.[2] ૧૧૨
બાર વરસ છઠ્ઠ આંબિલ, કીધાં શિવકુમાર;
શિયળ વ્રત સદા ધરે, એ પણ દુઃકર કાર. ૧૧૩
કોશ્યામંદિર ચોમાસું રહ્યા, ચોરાશી ચોવીશ;[3]
તે થુળિભદ્ર મુનિ વંદીએ, ભદ્રબાહુ ગુરૂ શિષ્ય. ૧૧૪
કપીલા સંગે નવિ ચળ્યો, શેઠ સુદર્શન અંગ;
શળી સિંહાસન થઇ, સુર કરે મનને રંગ. ૧૧૫
શિવરમણીને કારણે, જિણે સુખ છાંડયા દેહ;
તસ નામ હોય ચાર લીજીએ, ભવિજન સુણજો તેહ. ૧૧૬
વરસ દિવસ કાઉસગ્ગ કીઓ, બાહુબળી અણગાર;
માનગજેથી ઉતર્યા, તવ લીઓ કેવળ સાર. ૧૧૭
ગજસુકુમાળ શિર સોમિલે,[4] દેખી ધર્યા અંગાર;
સમતા પસાયે તે વળી, પામ્યા ભવનો પાર. ૧૧૮
મેતારજ શિરે સોનીએ, વાધર વીંટયો ધરી ખેદ;
નિજ મન ઠામે રાખીઓ. કીયો સંસારનો છેદ. ૧૧૯
સુકોશળ સુકુમાળ મુનિ, વલુર્યું વાઘણે અંગ;
બાપ નિઝામી મા ભખી,[4] શિવપુરી વરી મનરંગ. ૧૨૦

૧ થાવચ્ચાપુત્ર ૨ કૃષ્ણે. ૩ ચોરાશી ચોવીશી સુધી જેનું નામ રહેશે એવા. ૪ સોમિલ નામના બ્રાહ્મણે-તેના સાસરાએ. ૪ બાપે નિઝામ્યા ને માએ ભક્ષણ કર્યા.

પૂરવભવ પ્રિયા શિયાળણી, તિણે ભખ્યો અવંતિસુકુમાર;
નલિનીગુલ્મ વિમાનમાં, પામ્યો સુખ તત્કાળ. ૧૨૧
પંચશત શિષ્ય ખંધકતણાં, ઘાણી પીલ્યા સોય;
શિવનયરી શિવ પામીઆ, એ સમતા ફળ જોય. ૧૨૨
ચિલાતીપુત્રે નારી શિર, છેદીને કર લીધ;
ઉપશમ સંવર ને વિવેક, કરત કરમ દૂર કીધ. ૧૨૩
દિન પ્રતે સાત હત્યા કરી, અરજુનમાળી નામ;
પરિષહ દેખી ખમા ધરી, પામ્યા શિવપુર ઠામ. ૧૨૪
મુનિપતિમુનિ કાઉસગ્ગ રહે, અગને[1] દાધી દેહ;
પરિષહ સહી પદવી વરી, અમરવધુ ધરે નેહ. ૧૨૫
વસંતપુરે નાટક કરે, એલાપુત્ર કુમાર;
જાતિસમરણ ઉપનો, જ્ઞાન અનંત અપાર. ૧૨૬
કરમવશે અષાઢામુનિ, ભરતનો નાટિક કીધ;
અનિત્ય ભાવના ભાવતાં, તિણે તિહાં કેવળ લીધ. ૧૨૭
સુશિષ્ય પંથકમુનિ, ગુરૂ પ્રમાદ કીયો દૂર;
શત્રુંજય અણસણ કર્યું, તે વંદું ગુણસૂર. ૧૨૮
ચંડરૂદ્ર ગુરૂ ખંધે કરી,[2] રજની કીઓ વિહાર;
શિષ્યે કેવળ પામીઓ, તિમ ગુરૂ કેવળ ધાર. ૧૨૯
ષટમાસીને પારણે, ઢંઢણ નામ કુમાર;
મોદક ચૂરતાં પામીઓ, કેવળજ્ઞાન ઉદાર. ૧૩૦

૧ અગ્નિવડે ૨ સ્કંધ ઉપર બેસાડીને.

ખટ્ખંડરાજ્ય હેળાં[1] તજી, લીધો સંજમ ભાર;
ખટ્દશ[2]રોગ ઇહાં સહ્યા, શ્રી શ્રી **સનત્કુમાર.** ૧૩૧
કૂરે ભણતાં કેવળ લહ્યો, કૂરગડુ અણુગાર;
ખિમાખડ્ગ હાથે ધરી, જે મુનિમાં શિણગાર. ૧૩૨
પંખી પ્રાણુજ રાખવા, કરી ખંડાખંડ નિજ દેહ;
**મેઘરથરાય** તણે ભવે, પ્રસન્ન હુઆ સુર તેહ. ૧૩૩
વીર વંદે ગુમાનસ્યું, **દશાર્ણભદ્ર** નરસિંહ;
સુરપતિ પાય લગાડીઓ, જગ રાખી જિણે લીહ. ૧૩૪
**પ્રસન્નચંદ્ર** કાઉસગ્ગમાં, કોપી યુદ્ધ કરંત;
કોપ શમ્યો કેવળ લહ્યો, મોટો એ ગુણવંત. ૧૩૫
**અયમત્તો** સુકુમાળ મુનિ, વખાણ્યો વીર જિણંદ;
ઇરિયાવહી પડિકામતાં, કેવળ લહ્યો આણંદ. ૧૩૬
વીરને વચને થીર રહ્યો, શ્રેણિક સુત **મેઘકુમાર;**
જાતિસમરણ પામીઓ, કરી દો નયણાં સાર.[3] ૧૩૭
હાટ વેચાણી **ચંદના,**[4] **સુભદ્રા** ચઢયો કલંક;
**દવદંતી** નળવિયોગ લહ્યો, એહ કર્મનો વંક. ૧૩૮
**કળાવતી** કર છેદીયા, **દ્રુપદી** કાઢયાં ચીર;
અગ્નિધીજ **સીતા** કરે, શીળગુણે ભર્યું નીર. ૧૩૯

૧ ઉતાવળા ૨ સોળ ૩ બે આંખની સાર સંભાળ કરી, બીજું બધું શરીર મુનિ અર્થે તજી દીધું. ૪ ચંદનબાળા.

ચંદના ચરણે મૃગાવતી, નિજ ખમાવે અપરાધ;
કેવળ લહી ગુરૂણી દીઓ, હો જીવ ટળ્યો વિખવાદ. ૧૪
ચંદ્ર કલંક સાયર ખરો, ખારો કીધો કીરતાર;
નવસો નવાણું નદીતણો, દેખો એ ભરતાર. ૧૪
હરિચંદરાય કરમ વશે, શિર વહ્યું ડુંબઘરે નીર;
કરમવશે નર સવિ નમ્યા, જે જગ બાવન વીર. ૧૪
ગૌ બ્રાહ્મણ સ્ત્રી બાળક, દઢપ્રહારી હત્યા કીધ;
ચાર પોળ[1] કાઉસગ્ગ રહી, ખટ્માસે કેવળ લીધ. ૧૪૩
મેરૂ ડળે ને ધ્રુ ચળે, સાયર લોપે લીહ;
કીધાં કર્મ ન છૂટીએ, જો ઉગે પશ્ચિમ દિહ.[2] ૧૪
કીધાં કર્મ તો છુટીએ, જો કીજે જિનધર્મ;
મન વચ કાયાએ કરી, એ જિનશાસન મર્મ. ૧૪
કર્મ પ્રકાશી આપણાં, મન શુદ્ધે આણંદપૂર;
સદ્‌ગુરૂ પાસે ગરહી[3] વળી, જિમ જાય પાપ સવિ દૂર. ૧૪
બળવંત અનંતા જે નરા, કેઈ શૂર સુભટ મૂઝાર;
કર્મસુભટે જુઓ એકલે, સવિ મનાવી હાર.[4] ૧૪
કર્મસુભટ વિષમ વિકટ, તે વશ કીયો ન જાય;
જે નર એહને વશ કરે, હું પ્રણમું તસ પાય. ૧૪
ઇસ્યું જાણીને કીજીએ, જિમ આતમ સુખ થાય;
પર જીવ દુઃખ ન દીજીએ, ઈમ બોલ્યા જિનરાય. ૧૪

૧ ચારે દરવાજે. ૨ દિવસ. ૩ જાય. ૪ સર્વની પાસે હ કબુલ કરાવી.

દાન શિયળ તપ ભાવના, ધર્મના ચારે મૂળ;
પર અવગુણ બોલત સહી, એ સૌ થાયે ધૂળ. ૧૫૦
દાન સુપાત્રે દીજીએ, તાસ પુન્ય નહીં પાર;
સુખ સંપત્તિ લહીએ ઘણી, મણિ મોતી ભંડાર. ૧૫૧
**ધનો સારથપતિ** જુઓ, ઘૃત વહોરાવ્યું મુનિ હાથ;
દાન પ્રભાવે જીવડો, પ્રથમ હુવો આદિનાથ. ૧૫૨
દાન દીઓ **ધનસારથે**, આણંદ હરખ અપાર;
નેમિનાથ જિનવર હુવા, યાદવકુળશિણગાર. ૧૫૩
કળથીકેરા રોટલા, દીધું મુનિવર દાન;
વાસુપૂજ્ય ભવ પાછલે, જિનપદ લહ્યો નિદાન. ૧૫૪
મુનિ ભૂલ્યા એક મારગે, વહોરાવ્યો તસ આહાર;
સાથ મળ્યો[1] સ્વારથ સર્યો, તે **વીર** જગદાધાર. ૧૫૫
**સુલસા રેવતી** રંગશું, દાન દીધો મહાવીર;
તીર્થંકર પદ પામશે, લહેશે તે ભવતીર. ૧૫૬
દાને ભોગજ પામીએ, શિયળે હોય સોભાગ;
તપ કરી કર્મજ ટાળીએ, ભાવના શિવ સુખ માગ.[1] ૧૫૭
ભાવના છે ભવનાશિની, જે આપે ભવપાર;
ભાવના વડી સંસારમાં, જસ ગુણનો નહીં પાર. ૧૫૮
અરિહંત દેવ સુસાધુ ગુરૂ, કેવળીભાષિત ધર્મ;
ઈસ્યું સમકિત આરાધતાં, છૂટીજે સવિ કર્મ. ૧૫૯

૧ સાથ ભેગા કરી દીધા. ૧ માર્ગ.

નવપદ તત્પર કીજીએ, ચૌદ પૂરવનો સાર;
એહવા મંત્ર ગણીએ સદા, જે તારે નરનાર. ૧૬૦
સકળ તીરથનો રાજીઓ,[1] કીજે તેહની જાત્ર;
જસ દરશને દુરગતિ ટળે, નિરમળ થાયે ગાત્ર. ૧૬૧
અષ્ટાપદ અર્બુદગિરિ, સમેતશિખર ગિરનાર;
પંચે તીરથ વંદીએ, મન ધરી હરખ અપાર. ૧૬
ઋષભ શાંતિ નેમિજિન, પાર્શ્વ અને વર્ધમાન;
એ પાંચે તીર્થંકર[2] પ્રણમતાં, નિત્ય થાયે કિલ્યાણ. ૧૬
ઉત્તમ નરનારીતણાં, નામ કહ્યાં ઈણમાંય;
નામ નિરંતર લીજીએ, જિમ સહી આણંદ થાય. ૧૬
આતમશિક્ષા ભાવના, ગુણમણિ રયણ ભંડાર;
પાપ ટળે સવિ તેહના, જેહ ભણે નરનાર. ૧૬
આતમ શિક્ષા ભાવના જે સુણે હર્ષ અપાર;
નવનિધિ તસ ઘર સંપજે, પુત્ર કળત્ર પરિવાર. ૧૬
એ સુણતાં સુખ ઉપજે, અંગ ટળે સવિ રીસ;
સમવસરણમાં જીવડો, બીજે તે નિશદિશ. ૧૬
ઈહભવ પરભવ ભવભવે, જિન[3] આપું તુમ હેવ;
મનવચકાયાએ કરી, દ્યો તુજ ચરણની સેવ. ૧૬
એ ગુણ જિહાં ભાવશું, ત્યાં જ્ઞાન ચેતનાઉદય[4] થાય;

૧ શત્રુંજય. ૨ તીર્થંકર. ૩ હે જિનેશ્વર! ૪ જ્ઞાન દેખ
-નમર થઈ જાય.

આતમશિક્ષા નામથી, સુરનર લાગે પાય. ૧૬૯
વીરશાસન દીપાવતા, શ્રી આણંદવિમળ સૂરીંદ;
પ્રમાદપંથ દૂરે કર્યો, પ્રણમું તે આણંદ. ૧૭૦
તાસ શિષ્ય મુનિશિર ધણી, શ્રી વિજયદાન સૂરીશ;
પ્રગટ મહિમા તસ જાગતો, પાય નમે નર ઈશ. ૧૭૧
ઉપશમરસનો કુંપલો, તાસ પટોધર હીર;
સકળસૂરશિરોમણિ, સાયર જિમ ગંભીર. ૧૭૨
હીરવિજય ગુરૂ હીરલો, પ્રતિબોધ્યો અકબરભૂપ;
રાય રાણા સેવા કરે, જેહનો અકળ સ્વરૂપ. ૧૭૩
મ્લેચ્છરાયં જિણે વશ કર્યો, જગ વર્તાવી અમાર;
વિમળાચળ મુગતો કીયો,[1] શાસન શોભાકાર. ૧૭૪
કુમારપાળ પ્રતિબોધીઓ, શ્રી શ્રી હેમસૂરીંદ;
તિમ અકબર ગુરૂહીરજી, મન ધરી અતિ આણંદ. ૧૭૫
ધ્યાનવશે નિજ પદ દીઓ, નિજ મન હરખ અપાર;
વિજયસેન સૂરિ નામથી, નિતનિત હોય જયકાર. ૧૭૬
કામકુંભ ચિંતામણિ, કલ્પતરૂ અવતાર;
તે સવિ જેહથી સિદ્ધજી,[2] અધિક એ ભવિ વિચાર. ૧૭૭
વિજયસેન ગુરૂરાયવર, વિજયદેવ સૂરીંદ;
વિજયવાનૂ[3] ગુરૂ વંદીએ, જિમ સૂરજ ઓર ચંદ. ૧૭૮
તપગચ્છ વાચકમેં વરૂ;,[4] વિમળહર્ષ શિરતાજ;

---

૧ વિમળાચળને કરમાંથી છોડાવ્યો. ૨ એ સર્વ જેનાથી સિદ્ધ થાય તેનાથી પણ અધિક ગણાય. ૩ વિજયવાળા. ૪ શ્રેષ્ઠ.

નામે નવનિધિ સંપજે, દરશને સીઝે[1] કાજ. ૧૪
આત્મશિક્ષા ભાવના, નામે શિષ્ય આનંદના
પ્રેમવિજયે પ્રેમ કરી, ઉલટ આણી અંગ. ૧૫
રત્નહર્ષ વિબુધ ગુરૂ, બંધુ તાસ સુચંગ;
તાસ આગ્રહ ગ્રંથ મેં કર્યો, મન ધરી હર્ષ અપાર. ૧૬
મુઝ મતિ છે માહરી, કવિ મત કહેજો કોય;
કૃપા કરી મુજ ઉપરે, શોધી કરજો સાર[2] ૧૭
સંવત સોળસેં બાસઠ, વૈશાખ સુમાસ સેવ;
વાર ગુરૂ સુદી દિન ભલો, એ સંવત્સર હેવ. ૧૮
નગર ઉજેણી માહાળી, આત્મશિક્ષા નામે;
ભાવ ધરીને નિત્ય કરી, શિષ્યના હિત કામ. ૧૯
એકસઠ ઓંચરી પાંચ એ, દુહા અતિ અભિરામ;
ભણે ગણે જે સાંભળે, તેહ લહે શિવઠામ. ૨૦

ઇતિ શ્રી આત્મશિક્ષા ભાવના સંપૂર્ણ.

---

૧ સિદ્ધ કામ. ૨ સારી.

# अध्यात्म बावनी

## (ત્રણ પ્રકારના આત્માનું સ્વરૂપ)

માયા જાળ તું મૂક પર, શ્રુત ચારિત્ર વિચાર;
ભવજળ તારણ પોતસમ,× ધર્મ હૈયામાં ધાર. ૧
ધર્મથકી ધન સંપજે, ધર્મે સુખિયા હોય;
ધર્મે યશ વાધે ઘણો, ધર્મ કરો સહુ કોય. ૨
ધર્મ કરે જે પ્રાણિયા, તે સુખિયા ભવમાંહ;
જગમાં સહુ જીજી કરે, આવી લાગે પાય. ૩
ધર્મ ધર્મ સહુ કો કરે, ધર્મ ન જાણે કોય;
ધર્મ શબ્દ જગમાં વડો, વીરલા બુઝે[1] કોય. ૪
આતમ સાખે ધર્મ જે, ત્યાં જનનું શું કામ;
જનમનરંજન ધર્મનું, મૂલ્ય ન એક બદામ. ૫
પાવેગા તબ તો કહે, તબ લગ કહ્યો ન જાય,
મન કે મેરો મસકરો, ભડકી ભાગી જાય. ૬
માણસ હોણા મુશ્કીલ હૈ, તો સાધ[2] કિહાંસે હોય;
સાધુ હુવા તબ સિદ્ધ ભયા, કહેણી ન રહિ કોય. ૭
સાધુ ભયા તો કયા હુઆ, ન ગયા મનકા દ્વેષ;
સમતા શું ચિત્ત લાયકે, અંતરદૃષ્ટિ દેખ. ૮

---

× વહાણ સમાન. ૧ સમજે. ૨ સાધુ.

ચેતનકું પરખ્યો નહિ,* કયા હુવા વ્રત ધાર;
શાળ વિહુણા ખેતમેં, વૃથા બનાઈ વાડ. ૯
આતમ અનુભવ વાસકી, કોઈક નવલી રીત;
નાક ન પરખે વાસના, કાન ગ્રહે પરતીત. ૧૦
જિનવાણી નિત્યે નમું, કીજે આતમ શુદ્ધ;
ચિદાનંદ સુખ પામીએ, મિટે અનાદિ અશુદ્ધ. ૧૧
શુદ્ધાતમ દરશન વિના, કર્મ ન છુટે કોય;
તે કારણ શુદ્ધાતમા, દરશન કરો થિર હોય.[1] ૧૨
આતમ અનુભવ તીરથેં, મિટે મોહ અંધાર;
આપરૂપમેં જળહળે, નહિ તસ અંત અપાર. ૧૩
તે આતમ ત્રિવિધ કહ્યો, બાહિર[2] અંતર[3] નામ;
પરમાતમ તિહાં તિસરો, સો અનંત ગુણ ધામ. ૧૪
પુદ્ગળસેં રાતો રહે, જાને એક નિધાન;
તસ લાભે લોભે રહ્યો, બહિરાતમ અભિધાન. ૧૫

(અંતર આતમ લક્ષણ)

પુદ્ગળ ખગ ગુગ્ગીપરે, એવે અવસર દેખ;
તનુ આસક્ત જ્યું લકડી, જ્ઞાનભેદ પદ લેખ. ૧૬
બહિરાતમ તજ આતમા, અંતર આતમ રૂપ;
પરમાતમને ધ્યાવતાં, પ્રગટે સિદ્ધ સરૂપ. ૧૭

* ઓળખ્યો નહી. ૧ સ્થિર થઈને. ૨ બહિરાતમા. ૩ અંતરાતમા

પુદ્ગલ ભાવ રૂચિ નહિ, તાપેં[1] રહે ઉદાસ;
સો આતમ અંતર લહે, પરમાનંદ પ્રકાશ. ૧૮
સિદ્ધસરૂપી જો કહે,[2] પણ કશું ન દેખે રૂપ;
અંતર દૃષ્ટિ વિચારતાં, એસેં સિદ્ધ અનુપ. ૧૯
અનુભવ ગોચર વસ્તુકો, જાણે એહિ આલ્હાદ;
કહણ સુણણમેં કશું નહિ, પામે પરમ આલ્હાદ. ૨૦
આતમ પરમાતમ હોવે, અનુભવરસસંગતે;[3]
દ્વૈત ભાવમળ નિસરે, ભગવંતની ભગતે. ૨૧
આતમસંગે વિલસતાં, પ્રગટે વચનાતીત;
મહાનંદરસ મોકળો,[4] સકળ ઉપાધિ રહિત. ૨૨
સિદ્ધસરૂપી આતમા, સમતા રસ ભરપૂર;
અંતર દૃષ્ટિ વિચારતાં, પ્રગટે આતમ રૂપ. ૨૩
આપેઆપ વિચારતાં, મન પામે વિસરામ;
રસાસ્વાદ સુખ ઉપજે, અનુભવ તાકો નામ. ૨૪
અનુભવ ચિંતામણિ રતન, અનુભવ હે રસકૂપ;
અનુભવ મારગ મોક્ષકો, અનુભવ શુદ્ધસરૂપ. ૨૫
ચિદાનંદ ચિન્મય સદા, અવિચળ ભાવ અનંત;
નિરમળ જ્યોતિ નિરંજનો, નિરાલંબ ભગવંત. ૨૬
કંત કમળપરે પંકથી, નિઃસંગે નિરલેપ;

૧ તેનાથી. ૨ કહેવાય. ૩ અનુભવરસની સંગતિથી. ૪ ઘણો

જિહાં વિભાવ દૂરભાવનો, નહિ લવલેશે ઉપ. ૨૭
જ્યું નવનીતથી[1] જળ બળે, તવ ઘૃત પ્રગટે પાસ;
ત્યોં અંતર આત્મપણી, પરમાતમ પરકાશ. ૨૮
શુદ્ધાતમ ભાવે સદા, પ્રગટે નિરમળ જ્યોત;
તે ત્રિભુવન શિર મુગટમણિ, સદા પાપ સબ શિરઉ. ૨૯
નિજ સ્વરૂપ રહેતાંપણાં, પરમ રૂપકો ભાસ;
સહજ ભવથી સંપજે, ઔર તે વચનવિલાસ. ૩૦
અંતર દૃષ્ટિ દેખીએ, પુદ્ગલ ચેતનરૂપ;
પરપરિણતિ મોહ વેગળી, ન પડે તે ભવકૂપ. ૩૧
અંતરગત જાણ્યા વિના, જે પહેરે મુનિવેષ;
શુદ્ધ ક્રિયા તસ નવિ હોવે, ઈમ જાણી પરો નેશ. ૩૨
અંતરગતની વાતડી, નવિ જાણે મતિ અંધ;
કેવળ ક્રિયાધારીતણો, ન કરો નેહ પ્રસંગ. ૩૩
અંતર આત્મસ્વભાવ છે, તે જાણો મુનિરાય;
કર્મમેલ દૂરે કરી, ઈમ જાણો મનમાંય. ૩૪
આતમ વસ્તુસ્વભાવ છે, તે જાણો ચિદ્રાય;
અધ્યાતમવેદી કહે, ઈમ જાણ્યો ચિત્તમાંય. ૩૫
આતમધ્યાને રમણતા, રમતાં આત્મસ્વભાવ;
આઠ કર્મ દૂરે કરે, પ્રગટે શુદ્ધ સ્વભાવ. ૩૬

[1] માખણમાંથી.

લાખ ક્રોડ વરસાં લગે, કીરિયાએ કરી કર્મ;
જ્ઞાની સાસોસાસમાં, ઈમ જાણે તે મર્મ. ૩૭[1]
અંતર મેલ સબ ઉપસમે, પ્રગટે શુદ્ધ સ્વભાવ;
અવ્યાબાધ સુખ ભોગવે, કરી કર્મ અભાવ. ૩૮
અક્ષય ઋદ્ધિ લેવા ભણી, અષ્ટ કર્મ કર દૂર;
અષ્ટ કર્મના નાશથી, સુખ પામે ભરપૂર. ૩૯
સંતોષી તે સદા સુખી, સદા સુધારસ લીન;
ઈંદ્રાદિક તસ આગળે, દીસે દુખીઆ દીન. ૪૦
જે સુખ નહિ સુરરાયમેં, નહિ રાજા નહિ રાય;
તે આતમસુખ અનુભવે, શમ સંતોષ પસાય. ૪૧
સુરના સુખ ત્રિહું કાળના, અનંત ગુણા તે કીધ;
અનંત વર્ગવર્ગિત કર્યાં, તો પણ સુખ સમીધ.[2] ૪૨
તે સુખની ઇચ્છા કરો, તો મૂકો પુદ્ગલ સંગ;
અલ્પ સુખને કારણે, દુઃખ ભોગવે પ્રસંગ.[3] ૪૩

પરમાત્મા લક્ષણ

ન્યારો આપસરૂપમેં, ન્યારો પુદ્ગલ લેખ;
સો પરમાતમ જાણીએ, નહિં જસ ભવકો દેખ.[4] ૪૪

---

૧ ક્રિયાથી લાખો ને કરોડો વર્ષે જેટલાં કર્મ ખપે તેટલાં જ્ઞાની એક શ્વાસોચ્છ્વાસમાં ખપાવે. ૨ -આ પ્રમાણે કર્યાં છતાં તે સુખ આત્મિક સુખ પામે કાંઇ લેખામાં નથી–સમિધ જેવાં છે; કારણ કે પૌદ્ગલિક ને [illegible] છે. ૩ ઘણું. ૪ દેખાવ.

નામાતમ બહિરાતમા, થાપનાકાર ન ભેદ;[1]
સો અંતર દ્રવ્યાતમા, પરમાતમા ગુણ ગેહ. ૪૫
ભાવાતમમેં (સો) દેખીએ, કર્મમર્મકો નાશ;
જો કરૂણા ભગવંતકી, આવે ભાવ ઉદાસ. ૪૬
પરમ અધ્યાતમ તે લખે, સદગુરૂ કેરે સંગ;
નિજકું ભવ સફળો હોએ, અવિકટ પ્રગટે રંગ. ૪૭
ધર્મધ્યાનકો હેતુ યહ, શિવસાધન હૈ એન;
ઐસો અવસર કબ મિલે, ચિત શકે તો ચેન. ૪૮
વક્તા શ્રોતા સવિ મળે, પ્રગટે નિજગુણ રૂપ;
અખેર[2] ખજાનો જ્ઞાનકો, તિન ભુવનકો ભુપ. ૪૯
અષ્ટ કર્મવન દાહિકે,[3] ભેઈ સિદ્ધ જિનચંદ;
તા સમ જો અપ્પા ગહે, તાકું વંદે દદ. ૫૦
કર્મ રોગ ઔષધ સમી, જ્ઞાન સુધારસ વૃષ્ટિ;
શિવસુખ અમૃત સરોવરે, જય જય સમ્યગ્ દૃષ્ટિ. ૫૧
જ્ઞાન વૃક્ષ સેવો ભવીક, ચારિત્ર સમકિત મૂળ;
અમર અગમ પદ ફળ લહો, જિનવર પદ અનુકૂળ. ૫૨

## ઇતિ અધ્યાત્મ બાવની

---

૧ જેની સ્થાપના કે આકાર હોતા નથી એવો અંતરાત્મા તે દ્રવ્યાત્મા ને પરમાત્મા તે ભાવાત્મા. ૨ અક્ષય. ૩ બાળીને.

## ચિદાનંદજી (કર્પૂરચંદજી) કૃત

# દયા છત્રીશી*

### દુહા.

ચરણકમળ ગુરૂદેવકે, સુરભી પરમ સુરંગ;
લુબ્ધો રહત સદા તિહાં, ચિદાનંદ મનભૃંગ. ૧
કલ્પવૃક્ષ ચિંતામણિ, દેખહુ પરતખ[1] જોય,
સદ્‌ગુરૂ સમ સંસારમાં, ઉપગારી નહિ કોય. ૨
સુરતરૂ ચિંતામણિ રતન, વાંછિત ફળકે હેત;
નિર્વાંછિત ફળ ગુરૂ વિના, દુજો કોઉ ન દેત. ૩
રસના એક કરી કહું, ગુરૂમહિમા કિમ થાય;
શેષનાગ મુખ સહસ્રથી, વરણન કરત લજાય. ૪
ગુણ છત્તીસે કરી સદા, શોભિત હે ગુરૂદેવ;
ભો ભવિયણ કીજે સદા, ત્રિકરણ તીનકી સેવ. ૫
પ્રીત કરો ગુરૂકી સદા, ધરી હિયડે આનંદ;
મગન ચકોરી ચિત્તમેં, નિરખત હોત સુચંદ. ૬
ઘન ગરજારવ સાંભળી, મગન હોત જિમ મોર;

---

*આ છત્રીશીમાં ખાસ કરીને જિનપૂજામાં હિંસા થાય છે માટે ન કરવી, એમ કહેનારના ખંડનને માટે શાસ્ત્રાધાર સાથે જિનપૂજા સિદ્ધ કરી છે. ને તેમાં સ્વરૂપહિંસા છે પણ અનુબંધહિંસા નથી એમ બતાવી આપ્યું છે. ૧ પ્રત્યક્ષ.

તિમ સદ્દગુરૂ વાણી કરી, સુખ ઉપજતચિદ્દ ઓર. ૭
ગુરૂકૃપાથી કરત હું, દયાછત્રીશી રૂપ;
દયા ધરમ સંસારમાં, સાધન પરમ અનૂપ. ૮
દયા ધરમકો મૂળ હૈ, દયામૂળ જિન આણ;
આણામૂળ વિનય કહ્યો, તે સિદ્ધાંતે જાણ. ૯

## સોરઠા.

સ્યાદવાદ જિનવાણ, હિરદેમાંહી વિચારકે;
કેસો ન મન મત તાણ, ઓહિ સાર સિદ્ધાંતકો. ૧૦
પૂજા કરંતા હોય, કહે શું હિંસા લોક હૈ;
પ્રગટ મિથ્યાતી સોય, તત્વભેદ નિપુ નહિ લહ્યો. ૧૧
કૂપખણન દ્રષ્ટાંત, ભદ્રબાહુ સ્વામી કહ્યો;
તદ્દપિ તંડું ભ્રાંત, નાહિ મિટે તા મતિ મટે. ૧૨
પૂજામાંહી અરૂપ-હિંસાકી નિપુતી નહીં;
ઈમ લખ તત્વ અનૂપ, શંકા નવિ ચિત્ત આણીએ. ૧૩

## સવયા એકત્રીસા

અરવથઃ જિવહિંસા ત્યાગકો બિરત ગહિ,
નદીમાં ઉતરતાં વિરાધક ન જાણીએ;
નારીકો સંઘટ્ટો નાહિ કરે તોહિ સાધવીકું,
પાણીમાંહિ બુડતાં જો બાંહે ગ્રહી તાણીએ;
કારણ વિશેષ ભેખ ત્યાગે તો હું મુનિરાય,

અંગ ત્રીજે[1] તાહૂંકું આરાધક વખાણીએ;
આણાહુમેં દયા દયા નાંહિ ઓર ઠોર કહું,
એસો જાણ પ્યારે જ્યું કુમત નાંહિ ઠાણીએ. ૧૪
દેવ જિનરાજ કેરી છબિ જિનરાય સમ,
રાયપસેણીમાંહિ જ્યું પ્રગટ બતાઈ હે;
ભગવતિમાંહી જિનચૈત્યકી શરણ કહી,
કેતાઈક અધિકાર કેવેકું ઉવાઈ હે;
*જીવાજીવાભિગમ વિજય દેવ કેરી બાત,
સુરિયાભબાત રાયપસેણીમેં આઇ હે;
એસો અધિકાર ઠોર ઠોર તો હું નાંહિ માને,
તે તો શઠ કેરો ચિત્ત કુમતિ જ્યું છાહી હે. ૧૫
સમકિતી દેવ તે હું કરે જિનરાજ સેવ,
એકા ભોઓતારી[2] ઇંદ વિનેસું નમતુહે;
હિયાએ સુહાએ ખિમા નિસેયાદિ બહુવિધ,
પૂજા ફળ કહે જિન હિયે તે ગમતુહે;
વિજ્જાજંઘાચારણ જ્યું જાત્રા રૂચકાદિ દિપ,
વાહિ જિનચૈત્ય ચિત્ત મોહકું વમતુહે;
જિનબિંબરૂપ મચ્છ મચ્છકો આકાર દેખી,
સંગીજ્ઞાન[3] પાયકે મિથ્યાતકું વમતુહે. ૧૬

---

૧ ઠાણાંગ સૂત્રમાં. ૨ એક ભવાવતારી થાય. મનુષ્ય થઇને મોક્ષે જાય. ૩ જાતિસ્મરણ ને સમકિત. *જુઓ નોટ પા. ૧૨૨

દયાહુ મેં ધરમ ધરમ હું મેં દયાભાવ,
દયા અરૂ ધર્મ તે વિભિન્ન નવિ જાણીએ;
એકકે અભાવેં ભિન્ન ધાર શુરૂ ગમ હીન,
પરમ પુનિત દયા ધરમ વખાણીએ;
એસો હૈ સિદ્ધાંત સાર કોટિ ગ્રંથકો વિચાર,
વિઘટેમેં ધરમ પરતિત ગાઢી હાણિયે;
યાતેં પર પ્રાણ નિજ પ્રાણ કે સમાન જાણ,
ચિદાનંદ પ્યારે ચિત્ત દયાભાવ આણીએ. ૧૭
ઉપજે જયું ચિંદ આગ[1] જીવે કોઉ વિષ ખાય,
અચળ ચળે સુમેરૂ એહું વાત માનીએ;
ઉલટે ધરણી હોય નાસ હોય તો હું પણ,
હિંસાકે કરન ધર્મ કબહું ન માનીએ;
હિંસામેં ધરમ માન કરતે આતમહાન,
એસી બાત કરત મિથ્યાત ઉદે જાનીએ;
યાતેં પર પ્રાણ નિજ પ્રાણકે સમાન જાણ,
ચિદાનંદ પ્યારે ચિત્ત દયા ભાવ આણીએ. ૧૮
દયા હોય ભેદ[2] જાણ ઇતર જયું કહી દેવ,

૧ સિદ્ધ પાઠ આગીને ઉપજે. * આ નિશાનીવાળા બે પદ એકેથી પ્રતમાં ન હોવાથી નવા બનાવીને મુકેલા છે. અસલ કર્તાના કરેલા તે પદ નથી. ૨ દ્રવ્ય દયા ને ભાવ દયા, અથવા સ્વરૂપ દયા ને હેતુ દયા.

સો તો ભેદ સદ્ગુરૂ કૃપાસેં નીપાઇએ;
તાતેં સદ્ગુરૂ સેવ કિજિયે સુનિત્યમેવ,
ધાર એસી ટેવ પ્રેમ પરમ લગાઇએ;
સો તો દેવ ધર્મ ગુરૂ ઘટમેં નિકટ તેરે,
તાકું ખોજવેકું અબ ઓર કહાં જાઇએ;
તિહું તત્ત્વ એક જોય દુવિધા ન ધરે કોય,
જ્યોતિરૂપ હોય સુધ જોતિમેં સમાઇએ. ૧૯
દયાકે સમાન જગ સાધના ન આનજાન,
દયા હું પ્રધાન જગ સંત યું કરતુહૈ,
જીવ દયા કાજ સહુ ત્યાગ રાજકો સમાજ,
દેવ જિનરાજ પંચ વ્રત જયું ગહતુહૈ;
પ્રબળ પ્રચંડ ઘોર બાવીસ પરિસા ચોર,
તીનહુંકો ત્રાસ ભલીભાતસું સહતુહૈ,
છાંડી જગજાલ નિજ સગતિ સંભાલ,
તે તો ચિદાનંદ પ્યારે શિવરમણિ લહતુહૈ. ૨૦.
અભય પ્રધાન દાન કહ્યો જગભાન[1] તે તો,
એસો નિકો જ્ઞાન મુનિરાજ ઘેર પાઇએ;
મુનિપદ ધારે તે સંભારે આપોઆપ તે તો,
કરૂણાકો સાગર સિદ્ધાંતમાંહી ગાઇએ;
તિન્હકે પદારવિંદ- પૂજત સૂરેંદવૃંદ,
આનંદકો કંદ તે તો નિશદિન- ધ્યાઇએ;

૧ જગભાનુ—તીર્થંકર.

તિન્હંહું કો ધ્યાન પર ઉત્તમ વિવેક કર,
ચિદાનંદ આપરૂપ આપમેં સમાઇએ.
દયા દયા ભાખે પણ રાખે ન વિવેક હિયે,
તે તો નર પ્રગટ પશુ સમાન કહ્યા હૈ;
પાવે ન વિવેક લોહો! સિઝે નહિં કાજ તેરો રે,
દયારૂપ પરમ વિવેકમાંહિ રહ્યો હૈ;
જાકે હિરદે વિવેક નોઇ જ્ઞાના અનિરેક,
નિનહું સુનત્વકો સરૂપ સાધ્યા લધ્યો હૈ;
તત્ત્વકે સરૂપ જિનમતંકો પક્ષપાત તાકે,
તે તો મહામોહ રૂપ નદિયામેં વહ્યો હૈ. ૨૨
પઢયો તું તો વેદ પણ જાણ્યો નહિ સાધ્યો ભેદ,
વેદમેં અહિંસા રૂપ ધર્મ ધર્મ કહ્યો હૈ;
લક્ષણ અહિંસા જ્યું બનાયો હૈ ધરમકેરો,
તે હું તો વચન ભાગવતમાંહિ રહ્યો હૈ;
સ્વરૂપ જો બતાયો તે તો ભાનરૂપ જાણ્યો નાહિ,
તેં તો પક્ષપાત કેરો ગાઢો પક્ષ ગહ્યો હૈ;
તત્ત્વકે સરૂપ જિનમતકો પક્ષપાત તાકે,
તે તો મહા મોહરૂપ નદિયામેં વહ્યો હૈ. ૨૩

સવૈયા તેઇસા.

આરજ ક્ષેત્ર લહે કુળ ઉત
જોગ સદા સતસંગત
દીરઘ આયુ આરોગ દશા



૧ જ્યાં સુધી.-ત્યાં સુધી.

રિધિ બહુ પરિવાર ઘણેરા;
કિરત હોય વિખ્યાત દહું દિસે,
વેગ મિટે ભવભાવ વખેરા,
યા વિધ હોય મહાફળ જાકું જ્યું,
ઐસી દયામેં વસ્યો મન મેરા. ૨૪

ઇંદ નરિંદ કરે ઈમ સેવસુ,
જૈસે અહે કોઉ દામિકો ચેરા,
અષ્ટ મહાસિધ નિધ વિરાજત,
તેજ પ્રતાપ વધે જ્યું ઘનેરા;
જ્ઞાનરવિ પ્રગટે ઘટ અંતર,
હોય વિધ્વંસ મિથ્યાત અંધેરા;
યા વિધ હોય મહા ફળ જાકું જ્યું,
એસી દયામેં વસ્યો મન મેરા. ૨૫

કોઉ અજ્ઞાન કરે શિવ સાધન,
જાણુ વિના બહુ જીવ સતાવે,
ઉરધ બાહુ અધામુખ ઝુલત,
જાર હુતાસન અંગ જલાવે;
કોઉ કરે ફલ ફુલકો ભક્ષણ,
અણુગલ પાણીમેં નિત નહાવે,
કરણી કરૂણાભાવ વિના કરે,
બ્રહ્મસરૂપ કહો કિમ પાવે? ૨૬
આપ સમાન લખે સહુ જીવકું;
પીડ નહિ પરકું ઉપજાવે;

સમતા ધાર તજે મમતામગ,
જ્ઞાન સરોવરમેં નિત ન્હાવે;
અલ્પ આહાર કરૈ નિરદ્વપણુ,
યોગ હુતાસનશું તન તાવે,
કરણી કરુણાભાવમઈ કર,
બ્રહ્મસરૂપકું યા વિધ પાવે. ૨૭
થાવર જંગમ જીવ ચરાચર,
બ્રહ્મસરૂપ વેદાંત વખાણે;
વ્યાપકરૂપ લખે ઘટ અંતર,
એસો વિવેક હિયે નિજ આણે;
ત્યાગ વિરોધ નિરોધ ધરે મન,
ધાર ખીમા પરપીડ પીછાણે;
યા વિધ પૂરણ બ્રહ્મ આરાધન,
પૂરણ બ્રહ્મ ક્રિયા કોઉ જાણે. ૨૮
ધાર્કે ભેખ વિવેક વિના શઠ,
નાહક લોકનકું ભરમાવે;
જીવકે ઘાતમેં ધર્મ કહે[1] તહ,
પાપકો કારણ કુણ કહાવે;
દેખો મહા પરપંચ જયું મોહકો,
એસો વિવેક હિયે નહિ આવે,
નાંહી ડરે કરતો અઘ તે નર,
સુધો રસાતળકું ચલ્યો જાવે. ૨૯

[1] કહે તો ૨ પાપ

આરંભકું કરતાં હિરદે દયા,
નાંહિ રહે લવલેશ એ જ્યારે;
ચેહિ વિચારકું ધાર હિયે મુનિ-
રાજ ભયે જગજાળસેં ન્યારે;
અંતર જ્યોતિ જગી ઘટ જાકું સુ,
તાકું તે લોક દેખાવ સુક્યારે,
કારજ સિદ્ધ ભયે તિનકો જિને,
અંતર મુંડ મુંડાય લીયારે. ૩૦

## સવૈયા એકતીસા.

જેસેં કોઇ રૂધિરકો રંગ્યો જ્યું મલિનપટ,
રૂધિરસેં ધોયો કહું ઉજળો ન હોત હે;
તેસેં હિંસા કરણીસેં પાપ દૂર કીયો ચાહે,
તે તો શઠ કૃત મહા મિથ્યા તોત હોત હે;
નિરમળ નિરમેં પખાળત મલિન ચીર,
શુધ રૂપ દેખ પરે જેસો જાકો પોત હે;
તેસેં શુધ દયાસેં ભાવિત કરે આતમાસો,
સિદ્ધ કે સમાન આપ સિદ્ધરૂપ હોત હે. ૩૧
કંચન સુમેરૂ સહુ ભૂમિ દાન દેવે એક,
એકને તો એક કોઉ જીવકું બચાયો હે;
કંચન સુમેર મહિદાનથી બહુત વિધ,
જીવ દાન અધિક પુરાણનમેં ગાયો હે;
ઇણ વિધ ભાવ દાન હિરદે વિવેક આણ,
યાતેં યામેં મેરો મન અધિક લોભાયો હે;
મૂળ ભેદ વસ્તુ જે વખાણે તે તો સાચો ભેદ,

સમતા ધાર તજે મમતામળ,
જ્ઞાન સરોવરમેં નિત ન્હાવે;
અલ્પ આહાર કરે નિરદૂષણ,
યોગ કુઆસનશું તન તાવે,
કરણી કરૂણાભાવમઈ કર,
બ્રહ્મસરૂપકું યા વિધ પાવે. ૨૭
થાવર જંગમ જીવ ચરાચર,
બ્રહ્મરૂપ વેદાંત વખાણે,
વ્યાપકરૂપ સવે ઘટ અંતર,
એસો વિવેક હિયે નિજ આણે;
ત્યાગ વિરોધ નિરોધ ધરે મન,
ધાર ખીમા પરપીડ પીછાણે;
યા વિધ પૂરણ બ્રહ્મ આરાધન,
પૂરણ બ્રહ્મ ક્રિયા કોઉ જાણે. ૨૮
ધારકે ભેખ વિવેક વિના શઠ,
નાહક લોકનકું ભરમાવે;
જીવકે ઘાતમેં ધર્મ અહો[1] તદ,
પાપકો કારણ કુણ કહાવે;
ફેલો મહા પરપંચ જ્યું મોહકો,
એસો વિવેક હિયે નહિ આવે,
નાંહી-ડરે કરતો અઘ[2] તે નર,
સુધો રસાતળકું ચલ્યો જાવે. ૨૯

૧ હોય તો ૨ પાપ

આરંભકું કરતાં હિરદે દયા,
નાંહિ રહે લવલેશ એ ટ્યારે;
ચેહિ વિચારકું ધાર હિયે મુનિ-
રાજ ભયે જગજાળસેં ન્યારે;
અંતર જ્યોતિ જગી ઘટ જાકુંસુ,
તાકું તો લોક દેખાવ સુકયારે,
કારજ સિદ્ધ ભયો તિનકો જિને,
અંતર મુંડ મુંડાય લીયારે. ૩૦

## સવૈયા એકતીસા.

જેસેં કોઇ રૂધિરકો રંગ્યો જ્યું મલિનપટ,
રૂધિરસેં ધોયો કહું ઉજળો ન હોત હે;
તેસેં હિંસા કરણીસેં પાપ દૂર કીયો ચાહે,
તે તો શઠ કૃત મહા મિથ્યા તોત હોત હે;
નિરમળ નિરમેં પખાળત મલિન ચીર,
શુધ રૂપ દેખ પરે જેસો જાકો પોત હે;
તેસેં શુધ દયાસેં ભાવિત કરે આતમાસો,
સિદ્ધ કે સમાન આપ સિદ્ધરૂપ હોત હે. ૩૧
કંચન સુમેરૂ સહુ ભૂમિ દાન દેવે એક,
એકને તો એક કોઉ જીવકું બચાયો હે;
કંચન સુમેર મહિદાનથી બહુત વિધ,
જીવ દાન અધિક પુરાણનમેં ગાયો હે;
ઇણ વિધ ભાવ દાન હિરદે વિવેક આણ,
યાતેં યામેં મેરો મન અધિક લોભાયો હે;
મૂળ ભેદ વસ્તુ જો વખાણે તે તો સાચો ભેદ,

ચઉગુરૂ કિરપાથી સો તો અમે પાયો હૈ. ૩૨
સહુ જીવ જીવનકી ઇચ્છા મનમાંહિ રાખે,
મરવા અનિષ્ટ સહુ પ્રાણીકું લગત હૈ;
એસો લખું અકાજ મહા દોષકો સમાજ તેમેં,
મૂઢ જન મોહ વશ અધિક પગત હૈ;
પાવે તે નરક દુઃખ સુભ કાજથી વિમુખ,
હિંસાકે કરન અતિ ક્રોધ જ્યું જગત હૈ;
યાતે આતમારથી પુરૂષ કોઉ કાજ નહિ,
લાખ બાત પ્રથમ હિ દૂર ત્યું ભગત હૈ. ૩૩
દયારૂપ કરની વિવેક પતવાર જામેં,
દુવિધ ગુનરૂપ એવટ લગાઇએ;
હાંશ ચે ચતુર ચાર શીલજીએ સુ અપવાર,
માલિમ સુમન તાકું તુરત જગાઇએ;
પાલ શુભ ધ્યાન મન તાકુ હૈ નિધાર ઠીકે,
શુભ પરિણામ કેરી તોપ જ્યું ચલાઇએ;
ચિદાનંદ પ્યારે ઐસી નાવમેં સવાર હોય,
મોહદધી અરિતાકું વેગે પાર પાઇએ. ૩૪

દોહરા

શરદ[1] સુરણ નિધિ ચંદ્રમા, સંવત્સર(૧૯૦૭) સુખકાર;
ગોતમ કેવળ જ્ઞાનકો, માસ દિવસ ચિત્ત ધાર. ૩૫
ભાવનગર ભેટે સહિ, શ્રી ગવડી પ્રભુ પાસ;
ચિદાનંદ તસ કૃપાથકી, સફળ ફળી મન આસ. ૩૬

ઇતિ શ્રી કપુરચંદજી કૃત દયા છત્રીશી.

૧ શરદનો અર્થ ૭ થાય છે.



## આઠ દ્રષ્ટિની સઝાય વિગેરે

# સંગ્રહ





પ્રસિદ્ધ કર્તા—
શ્રી જૈન ધર્મ પ્રસારક સભા
ભાવનગર.

